# અપ્સરાનો અવતાર ભાગ ૨.



અમે પાછું વાળીને જોયું. તો મહારાણી વિજ્જુતરલા બારણાંના પડદા અગાડીને ઉભલા ! [પૃષ્ઠ ૪૦ મું]

# અપ્સરાનો અવતાર.

## ભાગ ૨ જો.

[કામરૂદેશની મહારાણીના નવા અવતારની વાર્તા]

સંપાદક તથા પ્રકાશક:

બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

ત્રણ દરવાજા, અમદાવાદ

આવૃત્તિ ૧ લી : પ્રત ૩૦૦૦

સંવત ૧૯૮૬ : ઈ.સ. ૧૯૩૦

મુદ્રણસ્થાન : 'વસંત' મુદ્રણાલય

મુદ્રક : ચીમનલાલ ઈશ્વરલાલ મહેતા

ઘીકાંટા રોડ, અમદાવાદ.

કીંમત આઠ આના

# વૈદકનાં પુસ્તકોનું સૂચિપત્ર.

અમારે ત્યાં મળતાં વૈદકનાં સંસ્કૃત મૂળ, સંસ્કૃત તથા સંસ્કૃત ટીકાવાળાં, સંસ્કૃત તથા ગુજરાતી ટીકાવાળાં તેમજ કેવલ સરળ ગુજરાતી ભાષાનાં, સંસ્કૃત તથા હિંદુસ્તાની ટીકાવાળાં તેમજ કેવળ હિંદુસ્તાની ભાષાનાં દેશી, યુનાની અને અંગ્રેજી દવાઓની માહેતી આપનારાં પુસ્તકો એ સર્વ ઉપરના લીસ્ટમાં માહીતી સાથે આપવામાં આવેલાં હોવાથી ખરીદનાર ગ્રાહકોને પુસ્તક લેવા ઘણું સુગમ પડે છે. સાથે વૈદકના સારા અને આસીર ૧૮૪ ટુચકા આપવામાં આવ્યા છે. પૃષ્ટ સંખ્યા ૧૨૮ છે. ફક્ત ૧।। આનાની ટીકીટો એક કવરમાં મોકલનારને સદર પુસ્તક મફત મોકલવામાં આવશે.

સંસ્કૃત ગુજરાતી અને હિંદુસ્તાની વૈદકનાં પુસ્તકો મોટા જથામાં મળશે. લખોઃ—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—બુકસેલર**

ત્રણ દરવાજા—**અમદાવાદ.**

# અપ્સરાનો અવતાર.



## ભાગ ૨ જો.



## પ્રકરણ ૧ લું.



### મદઘેલી મહારાણી.

મહારાણી વિજ્જુલ્લરેહાની પાછળ પાછળ જવા માટે હું જે સીઢીનાં પગથીયાં ચઢવા લાગ્યો તે સીઢી ઘણે ઠેકાણે વાંકી વળતી અને આડી અવળી જતી હતી; પણ છેવટે હું એક ચાલ પર જઈ પહોંચ્યો જેમાં એક ઓરડાનું જૂનુંખખ્ખ દ્વાર આવી રહેલું હતું. બારણામાં ચીરા પડેલા હતા અને તે ચીરા વડે અંદર દીવાનો પ્રકાશ હતું એવું જોઇ શકાતું હતું, તેમજ અંદર થતી વાતચીતનો ધીમો અવાજ પણ બહાર સંભળાતો હતો. તે વાતચીત શામન અને મહારાણી વિજ્જુલ્લરેહાની વચ્ચે ચાલી રહી હતી.

શામનનો અવાજ સંભળાયો: "કેમ દિકરી! કાંઇ માલુમ પડ્યું?" જવાબમાં મહારાણીનો સ્વર સંભળાયો: "થોડું, બહુજ થોડું માલુમ પડ્યું છે."

આ વાતચીતનો સ્વર કાને અથડાતાં તે સાંભળવાની મારી જિજ્ઞાસા વધી. હું બારણાની તદ્દન નજીક જઈ પહોંચ્યો અને બાર-

બ્નાના ચીરા પાસે કાન લગાડીને સાંભળવા લાગ્યો. ઓરડાની અંદર દીવો પૂરા જોરથી બળી રહ્યો હતો. એક લાકડાના મંચક પર શામન બેઠો હતો અને તેને અડકીને મહારાણી ઊભી હતી. મહારાણીએ સુંદર રેશમી ઝભ્ભો પહેર્યો હતો અને તેના મસ્તક પર સૂર્યની કિરણ-માળા જેવો સોનાનો મુકુટ શોભતો હતો. એ મુકુટ હેઠળથી તેના માથાના કેશ સુગોળ ગર્દન તથા ખભાની પાછળ લટકી રહેલા હતા. તેને આવા સુંદર શણગારમાં સજ્જ થએલી જોતાં જ મેં અનુમાન કર્યું કે તેણે કોઇ ગુપ્ત હેતુથી આવો શણગાર કર્યો હોવો જોઇએ અને પોતાની સુંદરતા ખીલાવી બતાવવાની પાછળ પણ તેનો કશો આશય જ હોવો જોઇએ. શામન તેની તરફ ભય અને શંકાપૂર્વક આતુર દૃષ્ટિ કરી રહેલો દેખાતો હતો. તેણે પૂછ્યું: "ત્યારે, તમારી બેઉની વચ્ચે શી વાતચીત થઈ?"

"મેં તેને આ પ્રદેશમાં આવી પહોંચવાનું કારણ પૂછ્યું અને તેણે જે કાંઈ ગોળગોળ જવાબો આપ્યા તે ઉપરથી હું માત્ર એટલી માહિતી એકત્ર કરી શકું છું કે તે અહીં કોઇ સુન્દર સ્ત્રીની શોધખોળમાં આવ્યો છે; તેથી વધુ કશું તે કહેતો નથી. મેં તેને પૂછ્યું કે તે સ્ત્રી શું મારા કરતાં પણ વધારે સુંદર છે? તેણે વિનયપૂર્વક જવાબ આપ્યો કે 'બેમાંથી કોણ વધુ સુંદર છે તે કહેવું મુશ્કેલ છે. પરન્તુ તે સ્ત્રી તમે નથી પણ જૂદી છે.' પછી મેં તેને કહ્યું કે 'આ બાબતમાં મારે કાંઇ કહેવું એ વાજબી નથી, પરન્તુ આ કાલુનના પ્રદેશમાં એવી કોઇ સ્ત્રી નથી કે જે મારા જેટલી સુંદર હોય; વળી હું તેની મહારાણી છું અને મેં જ તને પાણીમાંથી બચાવરાવ્યો છે.' વળી વધારામાં મેં તેને એટલું પણ કહી દીધું કે 'જે સ્ત્રીની શોધખોળ માટે તું અહીં આવ્યો છે, તે સ્ત્રી હું પોતેજ છું.'"

# ૫

શામન અધીરાઇથી બોલ્યો: "ઠીક ઠીક; તેં શી શી ચતુરાઈ વાપરી તે કાંઇ મારે તારી પાસેથી સાંભળવું નથી. વારૂ પછી?"

"પછી તેણે કહ્યું કે કદાચ તેમ હશે, કારણકે તે સ્ત્રીએ ફરીથી અવતાર લીધો છે. એમ કહીને તે મારા ચહેરા તરફ થોડી વાર જોઇ રહ્યો અને મને પૂછ્યું કે 'તેં કોઇ વાર અગ્નિસ્નાન કર્યું છે?' તેનો મેં એવો જવાબ આપ્યો કે 'જે અગ્નિનું મેં સ્નાન કર્યું છે તે અગ્નિ માત્ર આત્મપ્રભાનો જ છે અને અત્યારે પણ હું તે અગ્નિમાં વસું છું.' પછી તેણે મને કહ્યું: 'મને તારા વાળ બતાવ.' મેં તુરત મારા વાળની લટ બહાર ખેંચીને તેના હાથમાં મૂકી. તુરતજ તેણે તે લટ છોડી દીધી અને પોતાની ડોકમાં જે વિચિત્ર ચામડાનું માદળીયું તેણે પહેર્યું છે તે માદળીયામાંથી તેણે વાળની એક લટ બહાર કાઢી! ઓહો! દાદા! કેવી સુંદર એ વાળની લટ! મેં મારી જીંદગીમાં એવા વાળ જોયા નથી. રેશમ જેવા સુંવાળા, કમળના જેવી વાસ આપનારા, અંધારે અજવાળું કરી દે એવા ચમકતા અને લાંબા તો એટલા કે મારા મુકુટથી મારા પગ સુધી બરાબર મપાઇ રહે! પછી તેણે કહ્યું: 'તારા વાળ સુંદર છે. પણ જો તારા વાળ અને આ વાળ એક સરખા નથી.' એ જવાબ આપ્યો: 'કદાચ તેમ હશે કારણકે કોઇ સ્ત્રીના આવા વાળ હોવા અસંભવિત છે.' તેણે જવાબ આપ્યો: 'તું કહે છે તે ખરૂં છે, કારણકે જે સ્ત્રીને હું શોધી રહ્યો છું તે આ મૃત્યુ લોકમાંની સ્ત્રી કરતાં વિશેષ છે.' પછી તો મેં તેને બહુએ કસી જોયો પણ તેણે કશું વધારે કહ્યું નહિ. આથી મારા અંતઃકરણમાં જે કારમું બંડ જાગ્યું છે તે તરફ મને તિરસ્કાર વછૂટયો અને કદાચ મારાથી નહિ બોલવા જેવું બોલી જવાશે એવા ભયને લીધે હું તેની પાસેથી ચાલી આવી. હવે હું તમને કહું છું તે સાંભળો

લ્યો. તમારી વિદ્યાના ચોપડા હવે ઉકેલો અને તેમાંથી ખોળી કાઢો કે આ અજાણ્યો અતિથિ જે સ્ત્રીની શોધમાં આવ્યો છે તે સ્ત્રી કોણ છે અને કયાં રહે છે. દાદા! જરાએ વિલંબ કર્યા વિના તમે તમારા જ્યોતિષના અને જાદુના પ્રયોગોથી એ વાત જાણીને મને કહો; એટલે તુરતજ હું એ સ્ત્રીને ખોળી કાઢીને તેને મૃત્યુના મુખમાં પધરાવી દઉં."

**શામને** જવાબ આપ્યો : "હા, તેવી કોઇ સ્ત્રી ખરેખર હોય અને તારાથી બની શકે તો તેને મૃત્યુના મુખમાં પધરાવી દેજે; પણ તેની શોધખોળ હવે આપણે કયાં કરવી? વળી પર્વતમાંથી મુખ્ય ધર્માચાર્ય **ઓજસે** પત્ર મોકલાવ્યો હતો તે?" એમ કહીને **શામને** મંચક ઉપર પડેલો એક પત્ર મહારાણીના હાથમાં મૂક્યો અને તેના મુખ સામે તે જોઇ રહ્યો.

"વાંચો!" તે બોલી: "મારે તે પત્ર ફરીથી સાંભળવો છે."

**શામન** પત્ર વાંચવા લાગ્યો:

"કાલુનની મહારાણી વિજ્જુલરેહા જોગ જ્વાલામંદિરનાં સાધ્વી **આશાદેવી** તરફથી આશીર્વાદ. વિશેષ લખવાનું કે હિંદદેશના બે પ્રવાસીઓ તારા પ્રદેશ તરફ મુસાફરી કરતા આવી રહેલા છે એવું મારા જાણવામાં આવ્યું છે. તેઓ મારા સામર્થ્યને જાણવા ઇચ્છે છે અને તેથી તેઓ તે વિષે મને સવાલ પૂછવાના છે. આવતી સુદી બીજને દિવસે તારે અને તારા માતામહ **શામને** ખીણમાં વહેતી નદીકાંઠે જવું એવી મારી આજ્ઞા છે, કારણકે બરફની કિનારીઓ ઉપર થઇને મુસાફરો નદીવાટે ત્યાં આવશે. દરેક બાબતમાં તમારે તેમને મદદ કરવી અને તેમને સહીસલામત પર્વતમાં પહોં-

ચાડવા; જો તેમાં કાંઇ ગફલત થશે તો હું તને અને તારા માતામહ શામનને જવાબદાર લેખીશ. હું પોતે ત્યાં તેમને મળવા આવીશ નહિ, કારણકે તેમ કરૂં તો આપણી બેઉની વચ્ચે જે સુલેહનો કરાર છે તેનો ભંગ થાય. હું જો ત્યાં આવું તો માત્ર લડાઇ કરવાનેજ આવી શકું એવો એ જૂનો અને જાણીતો કરાર છે. તેઓ અહીંજ આવવાના છે એ નક્કી છે."

શામન બોલ્યો: "સમજાયું ? આ અજાણ્યા અતિથિઓ અહીં કાંઇ ભટકતા આવી ચડયા નથી, પરન્તુ આશાદેવી તેની રાહ જોઇને બેઠી છે."

'ખરી વાત, તેઓ અજાણતાં અહીં આવી ચડયા નથી, કારણકે મારૂં હૃદય પણ તેમાંના એકની લાંબા વખતથી રાહ જોઇને બેઠું હતું. પણ જે સ્ત્રીની શોધમાં આ મુસાફરો આવ્યા છે તે સ્ત્રી કાંઇ આશાદેવી પોતે ન હોઇ શકે."

શામન ધીરે ધીરે બબડયો: "પહાડ ઉપર તો ઘણીએ સ્ત્રીઓ રહે છે. તેમાંની કોઇની સાથે આ મુસાફરોનો સંબંધ હોય તો આપણને શી ખબર ?"

'બસ, મારે જ તેનું કામ છે અને મારો જ તેની સાથે સંબંધ છે; કોઇ પણ રીતે તે પહાડ ઉપર જઇ શકશે નહિ.'

"પણ દીકરી ! આશા અતુલ સામર્થ્યવતી છે, તેના કાગળમાંના શબ્દો સરલ-સાદા છે પણ તેમાં ભયંકર ધમકી રહેલી છે. હું કહું છું તે સાંભળ. પુરાતન સમયથી આશા અમર અને શક્તિમતી છે અને પૃથ્વીમાં, વાયુમાં, આકાશમાં, જળમાં સર્વત્ર તેના સેવકો ફર્યા કરે છે એટલે તેમાંના કોઇએ આ મુસાફરો આ દિશાએ

આવતા હોવાની બાતમી તેને આપી હોવી જોઇએ, અને તેમના ઉપર કેવાં કેવાં વીતકો વીતવાનાં છે તેની ખબર પણ તેને મળી હોવી જોઇએ. હું આશાને ધિક્કારનારો છું છતાં હું તેની શક્તિની વાત જાણું છું અને તારૂં પ્રાચીન રાજકુળ પણ તે વાત કયાં જાણતું નથી? તેટલા માટે તેને ચીડવવી સારી નથી, કારણકે તેમ કરવા જતાં આપણી ઉપર આફત આવી પડશે. આશા ભયંકર સાધ્વી છે અને હું તો માનું છું કે તે એક પિશાચિની હોવી જોઇએ. જોયું ને તે લખે છે કે આ મુસાફરો પહાડ પરજ જવાના છે એ નક્કી છે."

"અને હું કહું છું કે તેઓ ત્યાં જવાના નથી એ જ નક્કી છે. પેલા બીજાને જવું હોય તો તે ભલે જાય."

"વિજળુલરેલા! એ લલિત નામે ઓળખાતા પુરૂષનું તારે અહીં શું કામ છે? શું તારે તેને તારા પ્રિયતમ તરીકે રાખવો છે?" **શામને** પુછ્યું.

મહારાણી **શામન**ની આંખો ભણી તાકી રહી અને ગુસ્સાથી જવાબ આપતી બોલી: "ના, મારી ઇચ્છા એવી છે કે તે મારો પતિ થાય."

"પણ તારો પતિ થવાની તેની ઇચ્છા તો હોવી જોઇએ ને? તેની તેવી ઇચ્છા કાંઇ જણાતી નથી. વળી, એક સ્ત્રીને બે પતિ કેવી રીતે હોઇ શકે?"

મહારાણીએ શામનના ખભા ઉપર હાથ મૂકીને કહ્યું: "મારે એકકે પતિ છે જ નહિ. તમે એ વાત સારી પેઠે જાણો છો, મારી ને તમારી વચ્ચે લોહીનો સંબંધ છે, તો શું તમે મારૂં એક કામ નહિ કરો?"

"હા, ખૂન કરવાનુંજ ને ? ના, મહારાણી ! મારાથી તે નહિ બને. તારાં અનેક પાપનો અંબાર મારી ઉપર ચડેલો તો છેજ. તું ખૂબસૂરત છે, તુંજ તેને તારી જાળમાં સમેટી લે અને પછી તેની પાસે તારે જે કામ કરાવવું હોય તે કરાવઃ એ વધારે સારૂં છે."

"તેની પાસે હું એ કામ કરાવી શકું તેમ નથી. જો તેમ બની શકે તેવું હોત તો હું એમ કરત. જે સ્ત્રી ઉપર તેનો પ્રેમ છે તે સ્ત્રીને મારે ધિક્કારવી જોઈએ. તેથી ઉલટું તેની પોતાની ઉપર મારો પ્રેમ હોવો જોઇએ, તોપણ કોઈ અદષ્ટ શક્તિથી તેનું હૃદય મારી તરફ નિષ્ઠુર બની રહ્યું છે. અરે દાદા શામન ! તમે ભૂત ભવિષ્ય અને વર્તમાનના જાણકાર છો, તમે વાયુ સાથે વાતો કરી જાણો છો, તો પછી મને કહો કે તમે મારા ભૂત, ભવિષ્ય વિષે શું જાણી શક્યા છો ?"

તેણે જવાબ આપ્યોઃ "દીકરી ! બહુ બહુ પરિશ્રમ લઇને હું માત્ર એટલો ભેદ જાણી શકયો છું કે તું જે કહે છે તે ખરૂં કહે છે. તારૂં અને એ પુરૂષનું ભાગ્ય પરસ્પર જોડાએલું છે, પરન્તુ તારી અને તેની વચ્ચે એક એવી જંગી દિવાલ આવી રહી છે કે એ દિવાલની આર-પાર શું રહેલું છે તે હું જોઈ શકતો નથી. તોપણ હું માત્ર એટલું વિશેષ જાણી શકયો છું કે મૃત્યુ પામ્યા પછી તું, તે, અને કદાચ હું પણ એકઠાં રહીશું !"

તે એકદમ બોલી ઉઠીઃ "તો પછી ભલે મૃત્યુ આવે ! કારણ કે એ રીતે પણ હું છેવટે મારા પ્રિયતમના પાસામાં બેસીને મારી ઇચ્છાને તૃપ્ત તો કરી શકીશ."

તેણે જવાબ આપ્યોઃ "તેની પણ ખાત્રી ન રાખીશ, કારણ-

કે જે શક્તિ તમને વિખૂટાં પાડી રહી છે તેજ શક્તિ મૃત્યુ પછી પણ તમારી પાછળ જ આવશે. મને ઘણી વાર એમ પણ લાગ્યા કરે છે કે જાણે **આશાદેવીની** જાગતી આંખો આપણી આસપાસ ભેદી રીતે ભ્રમણ કરી રહી હોય!"

"તો પછી તમે તમારી જાદુ શક્તિના જોરથી તે આંખોને આંધળી કેમ બનાવી દેતા નથી? કાલે એક ખેપીયાને પહાડ તરફ રવાના કરો અને તેની સાથે **આશાને** સંદેશો કહાવો કે બે ઘરડા અજાણ્યા માણસો—'ઘરડા' જ લખજો—અહીં આવ્યા છે, પણ તેઓ બહુ માંદા છે, નદીમાં અટવાઇને તેમનાં અવયવો છેદાઇ-ભેદાઇ ગયાં છે અને જ્યારે તેઓ સાજા થશે ત્યારે તેમને પહાડ પર મોકલી આપવામાં આવશે, એટલે તે ઉપરથી તે ત્રણેક માસનો વાયદો સમજી લેશે. એ જો આ વાત સાચી ન માને, તોપણ આપણે કશો વધુ જવાબ આપવો નહિ. હવે મારૂં મગજ એટલું બધું તપી ગયું છે કે મને આરામ વિના ચાલે તેમ નથી. પેલો આસવ મને જરા પાઓ એટલે જલ્દી ઉંઘ આવી જાય." એમ કહીને તેણે દ્વાર ભણી નજર કરી.

હું તરત જ ત્યાંથી પાછો ફરી ગયો અને સીડી ઉતરીને અંધારી ગલીમાં પેસી ગયો. તે વખતે ઉપરનું ઓરડાનું દ્વાર ઉઘડતું મેં સાંભળ્યું. વિજળીરેખા સૂવા ચાલી ગઇ હોવી જોઇએ એમ મેં માન્યું.

---

 

# પ્રકરણ ૨ જું.

## કાળના કૂતરાઓ.

બીજે દિવસે સ્હવારના દસ વાગતાં શામન મારી પાસે આવ્યો અને મને પૂછ્યું: "કેમ, રાત્રે બરાબર ઉંઘ આવી હતી ને?"

મેં જવાબ આપ્યો: "અહો! ઉંઘ તો એવી ઉંઘ કે નોબતો ગડગડે તોપણ જાગું નહિ!"

"પણ તારા ચહેરા ઉપર હજી થાકની નીશાનીઓ છે."

"હશે, કારણકે ઉંઘમાં સ્વપ્નો આવવાથી હું બહુ હેરાન થઉં છું; પણ ઘરડા શામન! તને તો આખી રાત બિલકુલ ઉંઘ ન આવી હોય એવું મને કેમ લાગે છે?"

"ખરી વાત છે. મને થાક લાગ્યો છે. આખી રાત મેં વિદ્યાઓના પ્રયોગો કર્યા છે. પરન્તુ હું તને એટલું કહેવા આવ્યો છું કે એકાદ કલાકમાં તમારે અહીંથી ઉપડવાનું છે અને રાજધાનીના નગરમાં જવાનું છે. મહારાણી તમારા સત્કારની તૈયારી કરવા હમણાં જ ઉપડી ગયાં છે."

"પણ તેં તો મને એમ કહ્યું હતું કે કેટલાક દિવસ પહેલાં તે ગયાં છે. વારૂ, હું તો મુસાફરી કરી શકું જેટલો સાજો થયો છું, પણ મારા દિકરાની તબીયત કેવી છે?"

"સારી પેઠે સુધારા ઉપર છે. પણ હવે તો તું પોતે જ તારી મેળે જોઇ શકીશ. મહારાણીની તેવી ઇચ્છા છે. વારૂ, આ ચાકરો તારાં કપડાં લાવ્યાં, હું હવે જઉં છું."

મેં કપડાં પહેર્યાં. તે બધાં ઊનનાં અને ઉંટના વાળનાં બનેલાં હતાં. તરતજ એ ચાકરો મને દરવાજા પર લઈ ગયા જ્યાં લલિત ઊભો હતો. લલિતનો ચહેરો ફીક્કો હતો, તેની લાંબી માંદગીની જ એ નિશાની હતી, છતાં હું તેને જોઇને ખૂબ આનંદ પામ્યો. મારા જેવાં જ કપડાં તેને પહેરાવવામાં આવ્યાં હતાં, છતાં રંગમાં, કુમાશમાં અને દેખાવમાં તે મારા કપડાં કરતાં ઉંચી ફીસમનાં દેખાતાં હતાં. મને જોતાં જ તે ભેટી પડયો અને પહેલાં મારે તેની કુશળતા પૂછવી જોઇએ તેને બદલે તે મારી કુશળતા પૂછવા મંડયો.

મેં જવાબ આપ્યો કે "હું સારી પેઠે કુશળ છું અને ઘણી પણ જાણવા જેવી બીજી વાતો છે ત હું તને પાછળથી કહીશ."

પછી અમારે માટે પાલખીઓ લાવવામાં આવી. આ પાલખીઓ બે બાજુએ બે ઘોડાની વચ્ચે લટકતી રહે તેવી હતી. અમે પાલખીઓમાં બેઠા અને **શામ**ને સૂચના કરી કે તુરત પાલખીઓના ઘોડા ચાલવા લાગ્યા. અમે ગયા એટલે દરવાજાનાં દ્વાર બંધ કરવામાં આવ્યાં.

એકાદ માઇલ સુધી અમારો રસ્તો વાંકો-ચુંકો અને ખાડાવાળો હતો. પછી અમે કાલૂનના પ્રદેશમાં આવી પહોંચ્યા. અમારી દૃષ્ટિ સામે નદી આવી રહેલી હતી. જે બરફની નદીમાં પડીને અમે અટવાતા કિનારે પહોંચ્યા હતા તેજ આ નદી હશે એમ મને લાગ્યું. પહાડ પરનો બરફ પીગળવાથી તેમાં પાણીનું વહન ચાલતું હતું. દૂર દૂર પાણીનો પટ આકાશ સાથે મળી જતો ચળકતો હતો, પરન્તુ ઉત્તર દિશામાં પેલા જ્વાળામુખી પહાડથી તેમાં વચ્ચે ખાંચો પડતો દેખાતો હતો. પહાડ બહુ દૂર હતો, છતાં આ બધો દેખાવ અમારી દૃષ્ટિને અત્યંત ભવ્ય લાગતો હતો. નાની મોટી ટેકરીઓની વચ્ચેથી એ પહાડ ઉંચું મસ્તક કરીને ઊભો હતો અને તેની કિનારીપર પેલો

બાંકોરાવાળો કાળો જંગી થાંભલો અત્યારે વધારે જંગી અને ભયોત્પાદક લાગતો હતો. ત્યાં અમે જવાના હતા. અમે જે આશાથી અહીંસુધી આવ્યા હતા તે આશા પુરી થશે કે નહિ તે અમારા અંતરનો ઉંડેરો પ્રશ્ન હતો. લલિતે શામનને પૂછ્યું: "વૃદ્ધ શામન! તું કોઇ વાર આ પહાડ ઉપર ગયો છું ખરો?"

શામને માત્ર સહજ ડોકું ધુણાવીને ઉડાઉ જવાબ આપ્યો: "આ પ્રદેશના લોકો કોઈ દિવસ એ પહાડ ઉપર પગ પણ મુકતા નથી. નદીની પેલે પાર જે ટેકરીઓ અને પર્વતનાં ચઢાણો છે તેમાં જંગલી અને ઘાતકી માણસોનાં ટોળે ટોળાં રહે છે જેમની સાથે અમારે ઘણીએ વાર લડાઇમાં ઉતરવું પડે છે. જ્યારે તેઓને કશું ખાવા મળતું નથી ત્યારે તેઓ અમારાં ઢોર—ઢાંખર અને ખેતરોમાંના ઊભા પાક ઉપર હલ્લો કરે છે. વળી જ્યારે પહાડમાંથી આગ ભભુકે છે અને અંગારા તથા બળતો રસ ઊડે છે ત્યારે તેમાં મુસાફર અટવાઇ જાય છે અને તેનો નાશ થાય છે."

લલિતે પૂછ્યું: "એ પહાડમાંથી ઉડતા અંગારા કોઇ વાર તમારા પ્રદેશમાં પડે છે?"

"પહાડની ડાકણ ગુસ્સે થાય ત્યારે તેમ પણ બને છે અને તેથીજ અમે તેનાથી બ્હીએ છીએ." શામને જવાબ આપ્યો.

"એ ડાકણ વળી કોણ છે?" લલિતે આતુરતાથી પૂછ્યું.

"તેની મને ખબર નથી." શામને જવાબ આપ્યો: "માણસો વળી ડાકણને જોઇ શકે ખરાં?"

લલિતે શામનની સામે દૃષ્ટિ ટેકાવીને જવાબ આપ્યો: "તારા મ્હોં ઉપરથી તો લાગે છે કે તું તેને જોઈ શકતો હોવો જોઇએ, અને વળી લાંબા વખત પહેલાં તેં તેને જોઈ હશે."

શામનના વદન ઉપર જે શાંતિ હતી તે આ વખતે અલોપ થઇ ગઈ હતી. જાણે તેણે કાંઇ અસાધારણ દૃશ્ય જોયું હોય, તેમ તે આકુળ–વ્યાકુળ થએલો દેખાતો હતો.

તેણે વિનયપૂર્વક જવાબ આપ્યો: "આપ તો મને ખૂબ જ માન આપો છો, મહારાજ! મારૂં જ્ઞાન અને મારી દૃષ્ટિ એટલે દૂર પહોંચી શકતાં નથી. પણ હવે આપણે નદીકાંઠે પહોંચી ગયા છીએ, આપણી માટે હોડીઓ તૈયાર છે અને આપણે અહીંથી જળવાટે પ્રવાસ કરવાનો છે."

આ હોડીઓ મોટી અને સુખ સગવડ આપે તેવી હતી. કાંઇ કોઇને સઢ પણ ચડાવેલા હતા. લલિત અને હું તેમાંની એક હોડી પર ચડી ગયા અને સદ્ભાગ્યે થોડા ખારવાઓ સિવાય બીજું કોઇ અમારી શાંતિમાં ખલેલ કરે તેવું ત્યાં ન હતું.

અમારી પાછળ બીજી એક હોડી હતી તેમાં ચાકરો અને તલવારો તથા તીરકામઠાંવાળા લડવૈયાઓ હતા. પાલખીઓને જોડવામાં આવેલા ઘોડાને હવે છોડી નાંખવામાં આવ્યા અને એ ઘોડાનો ઉપયોગ હોડીને પાણીમાં ખેંચી જવા માટે કરવામાં આવ્યો. ઘોડા કિનારા પરની પગથીપર ચાલતા અને તેમનાથી ખેંચાઇને હોડી પાણીની અંદર ચાલતી. લલિત બોલ્યો: "પ્રભુકૃપાથી આપણને અહીં એકાંત મળી છે. કાકા! તમને સાંભરે છે ને, જ્યારે આપણે કામરૂ દેશમાં દાખલ થયા હતા, ત્યારે પણ આપણને હોડીમાંજ જવું પડયું હતું. એજ બનાવનું અહીં પુનરાવર્તન થતું હોય તેમ શું તમને નથી લાગતું?"

મેં જવાબ આપ્યો: "હુંપણ એમજ માનું છું, અને હવે તો હું કહી પણ વાત માનવા તૈયાર છું. લલિત! આપણે હવે

કરોળીયાની જાળમાં ફસાયેલાં જંતુઓ માત્ર છીએ. પેલી મહારાણી એ કરોળીયો છે અને આ શામન તેની જાળનો રખવાળ છે. પણ તને શું શું થઇ ગયું તે બધું સંભારીને મને કહે. ઉતાવળ કર, એ લોક આપણને અહીં લાંબો વખત રહેવા દે તેવો સંભવ નથી."

તેણે કહ્યું: "મને સાંભરે છે કે આપણે નદીમાંથી જીવતા બહાર નીકળ્યા અને આ શામન તથા પેલી મહારાણીની મહેરબાનીથી આપણને તેમના કિલ્લામાં આશરો મળ્યો."

"ખરેખર, તેમનો આશરો ન મળ્યો હોત તો આપણે કદાચ મરી જ જાત. પછી ?"

"પછી એ કિલ્લામાં બીછાના પર હું ઉંઘી ગયો અને જ્યારે જાગ્યો ત્યારે એક સુંદર સ્ત્રીને વાંકી વળીને મારા ચહેરા સામે નિહાળી રહેલી મેં જોઇ; પછી તો, કાકા ! તમને ખબર નહિ હોય કે તેણે મને ચુંબન લીધું ! પણ કદાચ એ મને આવેલું એકાદ સ્વપ્નું પણ હોય."

મેં જવાબ આપ્યો: "તે સ્વપ્નું નહોતું. મેં પણ એ દૃશ્ય જોયું હતું."

"એ સાચો દેખાવ હતો એ જાણીને મને દિલગીરી થાય છે. એ કાલુનની મહારાણી પોતે હતી. પછી તો તે ઘણીએ વાર મારી પાસે આવેલી અને મારી સાથે તેણે પુષ્કળ વાતો કરેલી. મારી અર્ધ પ્રાકૃત તથા અર્ધ ગુજરાતી ભાષા અને તેની શુદ્ધ પ્રાકૃત ભાષામાં એ વાતો થએલી."

"હં, પછી ?"

"તે અત્યંત માયાળુતાથી મારી સેવાચાકરી ઉઠાવતી હતી. ગઈ રાત્રે તો તેના પ્રેમાળ વાર્તાલાપની હદ આવી રહી. આપણા

ભૂતકાળના અનુભવો વિષે વાતચીત કરવાની મેં તેને ના કહી હતી, હું પૂરેપુરા ભાનમાં હતો, છતાં હું બરાબર સમજતો ન હોઉં એવો મેં ઢોંગ કર્યો. આપણે કોઈ શોધખોળ ચલાવનારા પ્રવાસીઓ છીએ એવું કાંઇ મેં તેને કહ્યું અને 'મારા કાકા કયાં છે?' એવા પ્રશ્નો મેં તેને વારંવાર પૂછીને ઢોંગને ટેકો આપ્યા કર્યો. હું ધારૂં છું કે તેથી તે મારા ઉપર જરૂર ગુસ્સે થઇ હશે. તેને મારી પાસેથી કાંઇક જાણવું હતું અને મારે તેની પાસેથી જેમ બને તેમ વધારે જાણી લેવું હતું, પણ તે કાલુનની મહારાણી હતી તે કરતાં કશું વધારે તેની પાસેથી હું જાણી શકયો નહિ. એકંદરે હું તેની પાસેથી કશું જાણી શકયો નહિ અને તે મારી પાસેથી બહુ થોડું જાણી શકી. મારા જેવા અજાણ્યા મુસાફર ઉપર તેની આટલી બધી સુકોમળ લાગણી કેમ હશે તે હું જાણતો નથી–પણ કાકા ! એ સ્ત્રી ખરેખર કોણ હશે ?"

"તું તારી વાત પૂરી કર એટલે હું જે કાંઇ જાણું છું તે બધું તને કહીશ."

"વારૂ. મારી તબીયત સુધરવા લાગી અને મારામાં બળ આવ્યું, પણ ગઇ રાતના બનાવથી પાછું મારૂં મગજ અસ્વસ્થ થઇ ગયું. હું ભોજન કરી ચૂકયો હતો અને સુવાની તૈયારીમાં હતો, એટલામાં એ મહારાણી ભભકાદાર પોશાક પહેરીને મારી પાસે આવી. ખરેખર, તે એવા પોશાકમાં અપ્સરાના જેવી સુંદર લાગતી હતી. તેના માથા ઉપર સોનાનો મુકુટ હતો અને તેના કાળા ભ્રમર સરીખા વાળ તેની સુંદર ગરદનની આસપાસ લટકી રહ્યા હતા. તેણે મારી સાથે સુંદર રીતે પ્રેમ બાંધવાની શરૂઆત કરી ! તેણે મારી સામે જોયું, એક ઉંડો નિઃશ્વાસ નાંખ્યો અને કહ્યું કે આપણે ભૂતકાળમાં એક બીજાના પરિચયમાં રહેલાં મિત્રો છીએ. એ મિત્રતા અત્યારે પુનઃ જાગૃત કરવાનો તેનો

ઇરાદો હોય એવું હું સ્પષ્ટ સમજી શક્યો. મેં તેનાથી દૂર રહેવાનો મા-રાથી બની શક્યો તેટલો યત્ન કર્યો, પરન્તુ એક સુંદરી એક પુરૂષની ખુશામત કરે ત્યારે બિચારો પુરૂષ કાંઈ પીગળી ગયા વિના રહે છે? હું તેને તદ્દન તુચ્છકારીને હાંકી કાઢવા જેટલો નિષ્ઠુર ન થઇ શક્યો. પણ છેવટે તેના બહુ બહુ પ્રશ્નોથી કંટાળીને મેં તેને કહ્યું કે મારી સ્ત્રી ખોવાઇ ગઇ છે અને તેની શોધમાં હું નીકળ્યો છું. અને મેં ખોટું શું કહ્યું ! માયા મારી સ્ત્રી ખરીજ ને ? મારૂં આ કથન સાં-ભળીને તેણે મંદ સ્મિત કર્યું અને કહ્યું કે 'હવે તારે સ્ત્રીની શોધ કરવા માટે બહુ દૂર જવાની જરૂર નથી. એટલે કે તારી ખોવાઇ ગએલી સ્ત્રી હું પોતેજ છું. હું પોતે તેટલાજ માટે તને નદીમાંથી મરતો બચાવવા આવી હતી.' આ શબ્દો તે દંભપૂર્વક તો બોલતી નહોતી જ. તેના અંતરમાંથી પોતાની માન્યતા મુજબ જ સાચાં ઉચ્ચ-રાએલાં એ વચનો હોય એવો ભાવ તેના મુખ ઉપર મને પ્રકટ દેખાતો હતો. તે એ શબ્દોવડે મને ઠગી રહી નહોતી એવી મારી ખાત્રી થઇ અને તેની વાત કદાચ ખરી હોય એવું માનવાને મને કારણ હતું. માયા અત્યારે તેના અસલ સ્વરૂપમાં ન હોય પણ બદલાઇ ગએલી હોય એ સ્વાભાવિક છે. પછી જ્યારે હું બહુ ગુંચ-વાઈ ગયો હતો ત્યારે એકાએક મને માયાના વાળની પેલી લટ સાંભરી આવી. એ વાળની લટ હું માદળીયામાં ઘાલીને માદળીયું ડોકમાં પહેરી રાખું છું તે તમે જાણો છો. મેં એ માદળીયામાંથી વાળની લટ ખેંચી કાઢી અને તેના વાળ સાથે એ વાળની લટને સરખાવી જોઇ. તે વાળની લટ જોતાંજ તે ફીક્કી પડી ગઈ અને હું ધરૂં છું કે તેને ઇર્ષ્યા પણ આવી હશે, કારણકે તેના વાળ કરતાં એ વાળની લટ કુમાશમાં, રંગમાં અને લંબાઈમાં અસાધારણ પ્રકારની

હતી. કાકા ! વિશેષમાં હું તમને કહું છું કે એ વાળ જોઇને જાણે તે બળતા અંગારાથી દાઝી ગઈ હોય તેવી રીતે ગભરાઈ ગઇ. તેના મ્હોં ઉપર શાહી પથરાઈ ગઇ. તેના સ્વરમાંની મધુરતા ઉડી ગઇ અને કર્કશતા આવી. તે તદ્દન જંગલી સ્ત્રી જેવી દેખાવા લાગી. માયા જ્યારે ગુસ્સે થતી ત્યારે તો ભયંકર બની જતી, તેનામાં ઘાતકીપણું આવતું, પણ આના જેવી જંગલી સ્ત્રી તે કદાપિ દેખાતી નહિ. બસ, એજ ક્ષણથી હું જાણી ગયો કે એ વિજ્જુલરેહા ગમે તે બીજી સ્ત્રી હોય પણ માયાનો અવતાર તો તે નથી જ. આથી મેં તેની બધી વાતો, લાલચ, ફોસલામણી, ધમકી ઇત્યાદિ સાંભળ્યાં, પણ મેં કશો જવાબ નહિ આપતાં ચુપકી જ પકડી રાખી. તે પોતાની મેળે બોલ્યે જતી હતી અને હું જાણે ઉંઘતો હોઉં તેમ શાંત પડયો રહ્યો હતો. છેવટે તે કંટાળી અને બહાર ચાલી ગઇ તથા બહારથી બારણાને તાળું મારતી ગઇ. બસ, એ મહારાણી અને મારા પરિચયની આટલી જ વાત મારે તમને કહેવાની છે. પણ હજી મહારાણીએ મારો પીછો છોડયો હોય તેમ લાગતું નથી, અને તેથી ખરૂં કહું તો હું તેનાથી ડરૂં છું."

મેં કહ્યું: "હવે બસ. હું કહું તે જરા સાંભળી લે અને જરાએ મોટેથી વાત કરીશ નહિ, કારણકે પેલો જે ખારવો બેઠો છે તે ઘણું કરીને આપણી પાછળ રાખવામાં આવેલો છૂપો જાસૂસ હોય એવો લાગે છે. વળી પેલો બુઢ્ઢો શામન આપણી પાછળ બરાબર તાકીને બેઠો હોય એવો મને ભાસ થાય છે. હવે હું મારી વાત કહું તે સાંભળ. આપણે આપણી વાતચીત અટકાવવી નથી, કારણકે તેમ કરવાથી તેઓ પાછા વહેમાશે."

પછી મેં મારી બધી વાત કહી સંભળાવી અને લલિત મ્હોંપર

આશ્ચર્યનો ભાવ બતાવ્યા વિના પણ તાજુબીથી સાંભળી રહ્યો. મારી વાત પુરી થતાં તે બોલી ઉઠયોઃ "ઓ ભગવાન! કેવી આ વાત! હવે કહો, પહાડમાંથી પત્ર મોકલનાર એ આશા વળી કોણ છે? અને એ કાલુનની મહારાણી વિજ્જુલરેહા કોણ છે?"

"લલિત! તારો અંતરાત્મા તને તે વિષે શો જવાબ આપે છે?"

તેણે શંકાશીલતાથી સામો પ્રશ્ન કર્યો: "જે નેપાળી રાજ-કુમારીએ આરસની તખ્તી ઉપર બધો ઇતિહાસ કોતરાવી રાખેલો, જે બે હજાર વર્ષ પૂર્વે મારી સ્ત્રી હતી, તે અન્નપૂર્ણાનો અવતાર તો આ વિજ્જુલરેહા શું નહિ હોય?"

મેં ડોકું ધુણાવીને કહ્યું: "હું પણ એમજ ધારૂં છું. મેં તને પુનઃ પુનઃ અનેક વાર કહ્યું છે કે એક વાતની મને ખાત્રી છે કે જો આપણને માત્ર આ જીવન નાટકનો એક જ વધુ પ્રવેશ જોવા દેવામાં આવે તો આપણે અન્નપૂર્ણાને કે તેના નવા અવતારને આ નાટકમાં અગત્યનો ભાગ ભજવતી જોયા વિના રહીએ નહિ. જો પેલા વૃદ્ધ બૌદ્ધ ભિખ્ખુ કુકનને હજારો વર્ષ પહેલાંના પોતાના અવતારની વાત સાંભરતી હોય તો આ સ્ત્રી કે જેને દિવ્ય શક્તિવાળા પોતાના માતામહ શામનની મદદ છે તે પોતાના પાછલા અવતારને કેમ સંભારી ન શકે? એ ગમે તેમ હોય, લલિત! પણ મને લાગે છે કે જે પુરૂષને તેણે અવતારે અવતારે પ્રેમથી ચાહ્યો છે તે પુરુષને તે પ્રથમ દર્શનેજ ગાંડા પ્રેમથી ચાહવા લાગે તેમાં મને તેનો કાંઈ વાંક લાગતો નથી કે કે કાંઈ નવાઇ પણ લાગતી નથી."

લલિત બોલ્યોઃ "તમારી દલીલ તો સંગીન છે, કાકા! પણ જો તેમ હોય તો મને એ વિજ્જુલરેહાની દયા આવે છે. તેમાં તેની ઇચ્છા દશા કામમાં આવે તેમ નથી."

"હા, પણ તારો પગ એક વાર ફરીથી જાળમાં સપડાયો છે. સંભાળીને ચાલજે, લલિત ! હું ધારું છું કે તારા માટેની આ એક કસોટી છે, અને મને ખાત્રી છે કે હજી વધારે કસોટીનો વખત આવ્યા વિના રહેશે નહિ. યાદ રાખજે, કાંઈ ભૂલ કરવી તેના કરતાં મરવું એ વધારે સારું છે."

લલિતે જવાબ આપ્યો: "હું તે સારી પેઠે સમજું છું અને તે માટે તમારે કશી ભ્રાંતિ રાખવી નહિ. ભૂતકાળમાં આ કાલુનની મહારાણી મારી ગમે તે સગી થતી હોય પણ હવે એ સગપણ રહેતું નથી. હું તો માયાની શોધમાં નીકળ્યો છું અને માત્ર માયાનેજ પામીને હું સંતુષ્ટ થઇશ. મેનકા, ઉર્વશી કે સાક્ષાત્ શચી–ઇન્દ્રાણીની પણ મને પરવા નથી."

પછી અમે પહાડપરની અતુલ સત્તાધારિણી કહેવાતી આશા દેવી વિષે કાંઇ કાંઈ આશાભરી અને ભયભરી વાતો કરવા લાગ્યા. એટલામાં અમારી હોડીને આંચકો લાગ્યો અને મારા જોવામાં આવ્યું કે શામન પોતાની હોડીમાંથી ઉતરીને અમારી હોડીમાં ચડયો હતો અને અમારી તરફ આવતો હતો. તે આવીને અમારી સામે બેઠો અને બોલ્યો: "હવે રાત પડવા આવી છે, એટલે અંધારામાં હું તમારી પાસે આવ્યો છું કે જેથી તમને મારો સાથ મળે અને કશો ભય લાગે નહિ."

લલિત અંગ્રેજીમાં બોલ્યો: "હું સમજું છું, બુઢ્ઢા ! તું અમને વાતો કરતાં અટકાવવા કે અમારી વાતો સાંભળી લેવા આવ્યો છે." શામન તે કાંઈ સમજે તેમ નહોતું.

શામન બોલ્યો: "જુઓ, પણે દેખાય છે તે નગરમાંજ આપણે આજની રાતે રોકાવાનું છે."

શામને આંગળી કરી તે દિશાએ અમે જોયું તો દસેક માઇલ

જેટલા અંતર પર એક નગર જોવામાં આવ્યું. તે નગર એક મોટા બેટમાં આવી રહેલું હતું. નદી ત્યાં આગળથી બે ભાગમાં વહેંચાઇ જતી હતી અને બેટને ઘેરતી આગળ વહેતાં પુનઃ તેની બેઉ શાખાઓ એક બીજીને મળી જતી હતી. નગરમાં એકાદ ઉંચા બુરજ સીવાય બીજું એકકેય ઉંચું મકાન જોવામાં આવતું નહોતું. લલિતે શામનને પૂછ્યું: "આ નગરનું નામ શું ?"

"કાલુન. અમારા બાપદાદાઓ હજારો વર્ષ પૂર્વે અહીં આવીને વસ્યા ત્યારથી આ પ્રદેશ એ જ નામથી ઓળખાય છે. જે મગ્ગી સરદાર આ પ્રદેશમાં મગધમાંથી આવ્યો હતો તે જે દેવીની પૂજા કરતો હતો તે દેવીને તેણે આ પહાડમાં પધરાવી હતી. આશાદેવીનું મંદિર કહેવાય છે તે જ એ દેવીનું મંદિર." શામન બોલ્યો.

"ત્યાં હજી સાધ્વીઓ રહે છે, તે ખરી વાત ?" લલિતે પૂછ્યું.

"હા, અને સાધુઓ પણ ત્યાં રહે છે. ત્યાંનું મંદિર અને મઠ એ બધું મગ્ગી સરદારેજ સ્થાપેલું અથવાતો સાધુઓએ અને સાધ્વીઓએ પોતે પણ મઠ અને મંદિર સ્થાપ્યાં હોય."

"ત્યારે અત્યારે પહાડ ઉપર કોણ પુજાય છે ?"

"આશાદેવી પુજાય છે. પરન્તુ અમને તે વિષે બહુ ખબર હોતી નથી, કારણકે સૈકાઓ થયાં અમારી અને પહાડપરના લોકોની વચ્ચે શત્રુતા ચાલી આવે છે. તેઓ અમને મારી નાંખે છે અને અમે તેમને મારી નાંખીએ છીએ. તેઓ પોતાના મંદિરને માટે બહુ અભિમાન ધરાવે છે. તેમની પરવાનગી વિના ઉપર કોઇ જઇ શકે જ નહિ એવો તેમનો આગ્રહ છે અને તેવી પરવાનગી પણ તેઓ ત્યારેજ આપે છે કે જ્યારે કાલુનનો રાજા મરણ પામ્યો હોય અને તેને ત્યાં અગ્નિદાહ કરવાનો હોય, અથવા જ્યારે દેવી પાસેથી કાંઇ આશીર્વાદ પ્રાપ્ત કરવાનો હોય, અથવા દેશ ઉપર કાંઈ દુકાળ કે મહામારી આવી પડી

હોય અને તે માટે દેવીની પ્રાર્થના કરવાની હોય કે બલિદાન દેવાનું હોય, અથવાતો અનાવૃષ્ટિથી પાક નિષ્ફળ ગયો હોય ને લોકો ભૂખે મરતા હોય, અથવાતો ધરતીકંપના આંચકા લાગતા હોય અને પહાડમાંથી અગ્નિ વરસતો હોય. જ્યાંસુધી તેઓ અમારી સામે ચઢાઇ ન લાવે કે હલ્લો ન કરે, ત્યાંસુધી અમે તેમનો ભાવજ પૂછતા નથી કે તેમની સાથે કશું કામ પાડતા નથી; કારણકે જો કે અમે બધા સારી પેઠે હથીયાર બાંધી જાણીએ છીએ અને લડી જાણીએ છીએ તોપણ એકંદરે અમે શાંત સ્વભાવના માણસો છીએ અને માત્ર ખેતી કરીને શાંતિથી નિર્વાહ કરીએ છીએ. તમે પોતેજ આસપાસ દૃષ્ટિ કરો; શું તમને આ ભૂમિ શાંતિથી છવાયલી લાગતી નથી?"

અમે હોડીમાં ઊભા થયા અને ચોપાસ દૃષ્ટિપાત કર્યો. સ્થળે સ્થળે ઢોરનાં ટોળાં શાન્તિથી ઘાસ ચરતાં દેખાતાં હતાં. ટોળામાં ખચ્ચર હતાં અને ઘોડા હતા. ખેતરો ઊગી નીકળેલા અનાજથી છવાઈ રહ્યાં હતાં અને સ્થળે સ્થળે વૃક્ષાવલિઓ દૃષ્ટિએ પડતી હતી. લોકો ખેતરમાં ખેડતા અને ખેતીની બીજી મજુરી કરતા દેખાતા હતા. કેટલાકો પોતાનાં ઢોરનાં ટોળાંને ગામ તરફ હાંકી જતા દેખાતા હતા. તીબેટ અને તેની આસપાસના પ્રદેશમાં અમે અનેક વર્ષો રખડયા હતા, પરન્તુ આ પ્રદેશનું સૌંદર્ય અમને દૃષ્ટિરોચક લાગ્યું. આ જમીનદારો અને ખેડુતો શાન્ત સ્વભાવના માણસો હશે અને તેમના ધન તરફ પહાડના અર્ધ જંગલી અને ભૂખ્યા મનુષ્યો લોલુપતાની દૃષ્ટિથી જોતા હશે એવું અનુમાન સ્વાભાવિક હતું. વળી વધુ એવું પણ અનુમાન કરી શકાતું હતું કે માગધી સરદારે આ પ્રદેશને ફળદ્રૂપ જોઇને જ પોતાની સાથેના માણસો સાથે અહીં થોભી જવાનું ઉચિત માન્યું હશે.

દિવસનો પ્રકાશ અદશ્ય થવા લાગ્યો હતો અને પહાડમાંથી નીકળતી ધુમાડાની રેખા પ્રકાશથી ચમકતી દેખાવા લાગી હતી. જેમ જેમ અંધારૂં થતું ગયું તેમ તેમ પ્રકાશ વધુ ને વધુ લાલ થતો દેખાવા લાગ્યો અને પછી તો તેમાંથી આગના ભભુકા નીકળતા દેખાવા લાગ્યા. એ આગના ભભુકા પેલા કાળા સ્થંભના ગોળ કાણાની વચમાંથી તેજદાર કિરણ ફેંકતા દેખાતા હતા. એ કિરણ દૂર–દૂર સુધી પ્રકાશધારા ફેંકી રહેતાં અને આસપાસની પર્વતાવલિનાં શિખરોને પણ પ્રકાશિત કરતાં. એ પ્રકાશધારા અમારા માથાપર થઇને, નદીના પાણીપર થઇને, રણના પ્રદેશપર થઇને પેલા પર્વતશૃંગ સુધી પહોંચતી હતી કે જે શૃંગ ઉપર અમે બૌદ્ધ મઠમાંથી નીકળીને એક રાત ગાળી હતી. એ દેખાવ ખરેખર દિવ્ય હતો અને અમને તે ચમકાવી મૂકતો હતો, પરન્તુ હોડીમાંના ખારવાઓને ભય ઉપજાવતો હતો. તેઓ બધા એ દશ્ય જોઇને દુઃખી થતા તથા પ્રાર્થના કરવા મંડી પડતા હતા.

લલિતે શામનને પૂછ્યું: "આ લોકો શું બબડે છે ?"

"તેઓ પ્રાર્થના કરે છે, કારણકે પહાડમાંનો અગ્નિદેવ ક્રોધે ભરાયો છે, અને જે આ કિરણ દૂર દૂર સુધી પ્રસરે છે તે ઉપરથી એમ મનાય છે કે અમારી ભૂમિ ઉપર કાંઈ આફત આવવાની છે. આ કારણથી તેઓ પ્રાર્થના કરે છે કે હે અગ્નિદેવ ! તું અમારો નાશ ન કરીશ."

"ત્યારે શું આ પ્રકાશ હમેશાં આ પ્રમાણે પ્રસરતો નથી ?"

"ના, કેટલીક વાર જ પ્રસરે છે. એક વાર ત્રણેક માસ અગાઉ આવું કિરણ પ્રસરતું દેખાયું હતું તે આજરાત્રે તે પુનઃ દેખાયું છે, પણ તે પહેલાં વર્ષો સુધી દેખાયું નહોતું. કાલુન ઉપર અને કાલુ-

નની પ્રજા ઉપર કાંઈ આફત ન આવી પડે તો સારૂં."

કેટલીક મિનિટો સુધી આ ભયંકર પ્રકાશધારા ચાલુ રહી, પછી તે એકાએક બંધ થઈ ગઈ. માત્ર પહાડના શિખર ઉપર આછો લાલ પ્રકાશ જ દેખાતો રહ્યો.

એટલામાં ચંદ્રોદય થયો. ચંદ્રના પ્રકાશમાં અમે જોયું કે હવે અમે નગરની નજીક આવી પહોંચ્યા હતા. પરંતુ અમે નગરમાં પહોંચીએ તે પહેલાં કાંઇ વધુ જોવાનું અમારા ભાગ્યમાં લખાયલું હતું. અમે હોડીમાં શાંતિથી બેઠા હતા, એવામાં દૂરથી કોઇ શિકારી પ્રાણીની ગર્જના જેવું અમારા સાંભળવામાં આવ્યું. ધીમે ધીમે એ ગર્જના વધુ ને વધુ નજીક સંભળાવા લાગી. જે કિનારાપર અમારી હોડી પ્રવાસ કરતી હતી તેની સામેના કિનારા ભણીથી દોડતા ઘોડાના જોરથી પછડાતા દાબડા અમારે કાને પડયા. તુરતજ એક સફેદ ઘોડો જોવામાં આવ્યો જેની ઉપર એક પુરૂષ બેઠો હતો. ઘોડો અને સવાર વિજળીના ઝબકારાની પેઠે ઝડપથી પસાર થઈ ગયા, પરન્તુ પસાર થતી વખતે એ સવારે અમારી સામે સહેજ દૃષ્ટિ કરી એટલે ચંદ્રના પ્રકાશમાં અમે તેનો ચહેરો જોઈ શકયા. તેના ચહેરાપર અને તેની આંખોમાં ભયની તીવ્ર વેદના લખાયેલી અમારી દૃષ્ટિએ પડી.

તે અંધકારમાં જ અદૃશ્ય થઈ ગયો, પરન્તુ તે ગયો અને પાછળ પેલી ભયાનક ગર્જનાઓ સંભળાવા લાગી. કારમો એક લાલ રંગનો ભયંકર મોટો કૂતરો દેખાયો. તેના મુખમાંથી ફીણના ફુંફાટા ઉડી રહ્યા હતા. તે ભયંકર ગર્જના કરતો પેલા સવારની પાછળ ધસ્યો જતો હતો, તેની પાછળ બીજા તેવાજ કૂતરાઓ એક પછી એક ધસ્યે જતા હતા. ઓછામાં ઓછા તે કૂતરા સો જેટલા તો હશે જ, અને તેઓ બધા પેલા સવારની પાછળ જ પડેલા હતા.

મેં લલિત ભણી જોઇને કહ્યું: "આજ કાળના કૂતરાઓ !"

"હા," તેણે જવાબ આપ્યો: "તેઓ પેલા બિચારા કમનસીબ સવારની પાછળ પડેલા છે: અને હવે જુઓ, તેની પાછળ શિકારી આવે છે."

તુરત જ એક બીજો સવાર દેખાયો. તેણે એક મોટો ઝભ્ભો પહેર્યો હતો અને તેના હાથમાં એક મોટો ચાબૂક હતો. તેણે પણ પસાર થતાં અમારી તરફ જોયું એટલે અમને તેનો ચહેરો એક ગાંડા માણસના જેવો દેખાયો. તેની મોટી આંખોમાં જ ઘેલછા તરી રહી હતી એટલે તે ગાંડો હોવા વિષે તો શંકા જ નહોતી. તેના જંગલી અટ્ટહાસ્યમાં પણ એ જ ઘેલછા ગાજતી હતી.

શામન બોલી ઉઠ્યો: "મહારાજા ! મહારાજા !" તુરત તેણે નમન કર્યું. મેં જોઈ લીધું કે શામનની આંખમાં પણ ભય હતો.

તે પણ ચાલ્યો ગયો અને તેની પાછળ તેના અંગરક્ષકો આવ્યા. અંગરક્ષકોની સંખ્યા આઠની હતી. તેમના હાથમા ચાબૂક હતા. ચાબૂકવડે તેઓ ઘોડાને મારતા ઉતાવળે આગળ ધસતા હતા. તેઓ બધા દૂર જતા રહ્યા અને તેમના ઘોડાના દાબડા પણ હવે આછા સંભળાવા લાગ્યા એટલે મેં શામનને પૂછ્યું; "આ બધું શું છે?"

તેણે જવાબ આપ્યો: "એ બધાનો અર્થ એ છે કે કાનુનનો મહારાજા લોકોને પોતાની મરજીમાં આવે તેવી રીતે ન્યાય આપે છે! જેની ઉપર તેનો કોપ ઉતરે છે તેનો તે શિકાર કરીને પ્રાણ લે છે!"

"પણ પેલો બિચારો માણસ કોણ હતો? અને તેનો અપરાધ શો હતો?"

"તે આ પ્રદેશમાંનો એક અમીર છે અને મહારાજાનો સગો છે. તેનો અપરાધ એ છે કે તેણે એક વાર કાબુલનાં મહારાણી વિજ્જુલરેહાને એમ કહ્યું હતું કે 'હું તમારી ઉપર પ્રેમ ધરાવું છું,' અને જો તે તેને પરણવાનું વચન આપે તો તેના સ્વામીની સાથે લડાઇ કરવાની તથા તેને મારી નાંખવાની તેણે ઇચ્છા દર્શાવી હતી. પરન્તુ વિજ્જુલરેહા જેવી રીતે બધા પુરૂષોને ધિક્કારે છે તેવી રીતે તેને પણ ધિક્કારતી હતી, એટલે તેણે એ વાત મહારાજાને કહી. બસ, આટલી જ એ વાત છે."

"ખરેખર, જે મહારાજાને આવી સદ્‌ગુણી પત્ની મળી છે તે પૂરેપૂરા સુખી હોવા જોઇએ!" મેં એ શબ્દો ખેદપૂર્વક ઉચ્ચાર્યા હતા, પરન્તુ શામને તો જાણે મારા શબ્દો સાંભળ્યા જ ન હોય તેવી રીતે આડું જોઇને પોતાની દાઢી ઉપર હાથ ફેરવવા માંડ્યો!

ત્યારપછી થોડી વારે ફરીથી અમે પેલા કાળના કૂતરાઓની ગર્જનાઓ સાંભળી. હા, આ વખતે તેઓ અમારી તરફ ધસ્યા આવતા હતા. ફરીથી પેલો સફેદ ઘોડો અને તેનો સવાર દેખાયા, પરન્તુ આ વખતે ઘોડો અને સવાર બેઉ અત્યંત થાકેલા હતા. થોડી ક્ષણોમાં તે ઘોડાને એક કૂતરો વળગી પડ્યો અને તેના નહોર ઘોડાને વાગતાં જ ઘોડાએ કાળી ચીસ નાંખી. સવાર ઘોડાપરથી કૂદી પડ્યો. તેનો વિચાર નદીમાં પડીને અમારી હોડી તરફ આવવાનો હોય એમ જણાયું અને તેટલા માટે તે ખરેખર દોડ્યો, પરન્તુ તે નદીના પાણી સુધી જઇ પહોંચે તે પહેલાં કાળના કૂતરાના જડબામાં જકડાઈ ગયો!

ત્યારપછી એ બિચારા સવારની શી દશા થઈ તે વિષે

વર્ણન કરવાની જરૂર નથી; પરન્તુ એ ભયંકર દેખાવ અને એ ઘેલા મહારાજાએ આનંદથી પાડવા માંડેલી કીકીઆરી મારાથી કદી ભૂલી શકાશે નહિ.

## પ્રકરણ ૩ જું.

### કાબુલનો રાજદરબાર.

જીવતા મનુષ્યને કૂતરાથી ફાડી ખવાવાનો ભયંકર દેખાવ જોવાથી અમારૂં અંતઃકરણ અત્યંત ગ્લાનિ પામ્યું. અમે ભારે અંતઃકરણે અમારી મુસાફરી આગળ લંબાવી. વિજ્જુલરેહા આવા ઘાતકી અને ગાંડા પતિને ધિક્કારે એમાં આશ્ચર્ય શું? આજ સ્ત્રી લલિતને ચાહતી હતી અને તેનો ગાંડો પતિ એટલી ઈર્ષ્યાવાળો હતો કે તે પોતાની સ્ત્રીના પ્રેમિક ઉપર આવી ક્રૂરતાથી વેર લીધા વિના તેને છોડતો નહિ! ખરેખર, આ ભયાનક દૃશ્ય પણ અમારે માટે એક બોધપાઠ જેવું જ હતું.

છેવટે અમારી મુસાફરી પુરી થઈ. નદીને કાંઠે કાબુલનો કોઈ અમલદાર થોડા માણસોની સાથે અમારૂં સ્વાગત કરવા માટે હાજર હતો. નગરના ઉંચા ઉંચા કોટમાંના એક દરવાજામાં થઈને તેઓ અમને નગરમાં લઈ ગયા. નાનાં-નાનાં ઘરોની ગલીઓમાં થઈને અમે તેમની સાથે ગયા. રસ્તાપરથી પસાર થતા અમને લોકો આશ્ચર્ય અને કુતૂહલથી જોવા લાગ્યા. અમારા આગમનની લોકો

રાહ જોતા હોય અને અમને જોવાને તેઓ આતુર હોય તેવું પણ અમારા જોવામાં આવ્યું. કેટલેક સ્થળે તો લોકો ઘરનાં છાપરાં ઉપર ચડીને અમને પસાર થતા જોતા હતા, રસ્તામાં લોકો અમને જોઇને કાંઇકાંઇ બોલતા કે ટીકા કરતા હતા પણ અમે તે સમજી શકતા નહિ. છેવટે અમે એક બીજા નાના કોટના દરવાજા પાસે પહોંચ્યા. અહીં અમને રોકવામાં આવ્યા પરન્તુ શામનની સૂચનાથી દરવાજો ખોલવામાં આવ્યો અને અમને અંદર દાખલ કરવામાં આવ્યા. કોટની અંદર જતાંજ એક બગીચો આવ્યો અને બગીચાની અંદર આગળ વધતાં એક કાંઇક નીચો મહેલ આવ્યો પરન્તુ એ મહેલના બુરજો ઘણા ઉંચા હતા અને આખો મહેલ પથ્થરનો બાંધેલો હતો. મહેલના ઓટલા અને નાની નાની ચાલોમાં થઇને તેના જૂદા જૂદા ઓરડામાં જઈ શકાતું હતું. આમાંના એક મોટા ખંડમાં અમને લઈ જવામાં આવ્યા. એ ખંડમાં ખુલ્લાં કોડીયામાં દીવા બળતા હતા અને અહીં શામન અમને છોડીને ચાલ્યો ગયો. તે કહેતો ગયો કે મહેલનો અમલદાર તમને ભોજનગૃહમાં લઇ જશે. પછી અમે સૂવાના ઓરડામાં દાખલ થયા, જ્યાં ચાકરો અને ગુલામો અમારી સેવામાં હાજર હતા. તેમણે અમારા વજનદાર ઝબ્બા અને ભારે બુટ ઉતરાવી નાંખ્યાં અને બીજાં હલકાં તથા સફેદ વસ્ત્રો આપ્યાં, તે અમે ધારણ કર્યાં. ત્યાંથી પાછા અમે બહારના મોટા ખંડમાં આવ્યા, જ્યાં મહેલનો અમલદાર અમારી રાહ જોઇને બેઠો હતો. તે અમને બીજા વિશાળ અને ખાલી ખંડોમાં થઇને એક બીજા મોટા વિશાળ ખંડમાં લઇ ગયો. ત્યાં ઘણા દીવા બળતા હતા અને ટાઢ સખ્ત હોવાથી લાકડાં સળગાવીને ખંડને ગરમ કરવામાં આવેલો દેખાતો હતો.

આ ખંડમાં એક ઉંચા ચોતરાપર એક લાંબું ને સાંકડું પણ

બાજઠ જેવું નીચું મેજ હતું. તેની ઉપર કપડું પાથરેલું હતું અને કપડાં ઉપર રૂપાનાં વાસણો હતાં. અમે આ બધી વસ્તુઓ જોતા ઉભા હતા એવામાં ક્યાંક ઘંટ વાગ્યો અને સફેદ વસ્ત્રોમાં સજ્જ થએલા સેવકો એક પછી એક આવવા લાગ્યા. કેટલીક સેવિકાઓ પણ આવી. તેમની પાછળ ધીરે ડગલે ચાલતી બે આકૃતિઓ કેટલાક અમલદારો અને સેવકોની સાથે આવી પહોંચી. તેમાંનો એક કાલુનનો મહારાજા અને બીજી કાલુનની મહારાણી હતી.

કાલુનના મહારાજાને અહીં જોતાં કોઇ પણ એમ ન કહી શકે કે થોડા વખત પહેલાં કાળના કૂતરાઓ દ્વારા શિકાર ખેલતાં એક અમીરને અને તેના ઘોડાને જીવતાં ફાડી ખવડાવનાર ઘેલો અને ઉન્મત્ત મહારાજા તે આજ હશે! તે સ્થૂલ શરીરનો અને મજબુત માણસ દેખાતો હતો. તેનો ચહેરો કાંઇ ખરાબ નહોતો, પણ તેની ઘેનમાં ઘેરાતી આંખો ઉપરથી કોઈ એમજ કહે કે તે ઓછી અક્કલનો અને ઉગ્ર વિકાર વિનાનો માણસ હશે. મહારાણીનું વર્ણન કરવાની તો જરૂર જ નથી. જેવી તે પોતાના નગરમાં અમારી નજરે જોવામાં આવી હતી તેવી જ તે અહીં દેખાતી હતી, પરન્તુ તે કાંઇક થાકેલી–કંટાળેલી માલુમ પડતી હતી. તેની આંખો અસ્વસ્થ લાગતી હતી, તે ઉપરથી અનુમાન કરી શકાતું હતું કે ગઇ રાત્રે જે બનાવો બન્યા હતા તે ઉપરથી તેને ઉંઘ નહિ આવી હોય અને તે અસ્વસ્થ બની ગઇ હશે. અમને જોતાં તેણે જરા સ્મિત કર્યું અને પછી તેણે અમને પોતાની સાથે સાથે ચાલવા કહ્યું. પોતાના સ્વામીને સંબોધીને હવે તે બોલી: "મહારાજ ! જે મહેમાનોના સંબંધમાં હું આપને કહેતી હતી તે આ જ મહેમાનો છે."

તેની ઘેનઘેરાતી આંખો પહેલાં મારી ઉપર પડી અને મારો

વિલક્ષણ ચહેરો જોઇને તેને કાંઇક વિનોદ મળ્યો હોય તેવી રીતે તેણે હાસ્ય કર્યું અને કહ્યું: "કેવો વિચિત્ર બુઠ્ઠો પ્રાણી છે? મેં તને આગળ કોઇ વાર જોયો નથી, ખરૂં?"

મેં જવાબ આપ્યો: "ના, મહારાજા! પરન્તુ મેં તમને આજે રાત્રે શિકાર ખેલતા જોયા છે. શિકારમાં આપને ઠીક મોજ મળીને?"

તુરત તેની આંખોમાં તેજ પ્રકટયું અને તે બોલ્યો: "હા. ખૂબ મોજ મળી! તેણે અમને ખૂબ દોડાવ્યા, પણ છેવટે મારા નાના કૂતરાઓએ તેને પકડી પાડયો અને પછી—" એમ બોલતાં તેણે પોતાના જડબાં કચકચાવ્યાં.

મહારાણી એકદમ ગુસ્સે થતી બોલી: "બંધ રાખો હવે તમારી એ જંગલી વાત!" મહારાજા તેથી ચમકી ગયો અને પાછો હઠી જતાં લલિત સાથે અથડાયો.

હવે મહારાજાની દૃષ્ટિ લલિત ઉપર પડી. આ સ્વરૂપવાન પુરૂષને જોઇને તે આશ્ચર્ય પામતો દેખાયો અને તેણે પૂછ્યું: "શું તું મહારાણીનો બીજો મિત્ર છે? તારે માટેજ મહારાણી પહાડોમાં થઇને નદીકીનારે આવી હતી? તેણે એટલી બધી તકલીફ શામાટે લીધી તે પહેલાં મને સમજાતું નહોતું, પણ હવે સમજાયું. વારૂ, સાવચેત રહેજે, નહિતો કદાચ મારે તારો પણ શિકાર કરવો પડશે."

લલિત ગુસ્સે થઇ ગયો અને તે જવાબ આપવા જતો હતો, પણ મેં મારો હાથ તેના ખભા ઉપર મૂકીને અંગ્રેજીમાં કહ્યું: "કશો જવાબ આપીશ નહિ; એ માણસ ગાંડો છે."

લલિત બબડયો: "તમારા કહેવાની મતલબ એ છે કે તે ગાંડો છે અને ખરાબ માણસ છે, પણ જો તે પોતાના ઘાતકી કૂતરાઓને

મારી ઉપર છૂટા મૂકવાનો યત્ન કરશે તો હું તેની ગરદન પકડી તોડી નાંખ્યા વિના રહીશ નહિ."

પછી અમે જમવા બેઠાં. મહારાણીની એક બાજુએ હું બેઠો અને બીજી બાજુએ લલિત બેઠો. મહારાજા અમારાથી જરા દૂર જમવા બેઠો. શામન મહારાણીની સામે બેઠો. ભોજન આ પ્રદેશના પ્રમાણમાં સારૂં અને સ્વાદિષ્ટ હતું. રૂપાની મોટી મોટી થાળીઓમાં તે પીરસાતું હતું અને સૌ પોતપોતાની થાળીમાંથી આરોગતા હતા. જમી રહ્યા પછી મહારાણીએ મને અમારી નદીની મુસાફરી વિષે થોડી પૃચ્છા કરી અને પછી તે લલિત સાથે મોડી રાત સુધી વાતો કરતી બેઠી. મેં શામનની સાથે વાતો કરીને વખત ગાળ્યો.

આ વાતચીત ઉપરથી મારા જાણવામાં આવ્યું કે આ પ્રદેશના લોકો વેપાર એ શું છે જે સમજતા નહિ. દક્ષિણ દિશાના પ્રદેશ સાથેનો તેમનો સંબંધ સેંકડો વર્ષોથી તોડી નાંખવામાં આવ્યો હતો અને માર્ગમાં આવતા પૂલોને ભાગી નાંખીને સડી જવા દેવામાં આવ્યા હતા. તેમના પ્રદેશની આસપાસ એવા પર્વતોની હાર વીંટળાએલી હતી કે જે પર્વતો ઉપર ચડી શકાય જ નહિ; માત્ર ઉત્તર દિશા ખુલ્લી હતી પણ તે દિશાએ પેલો જ્વાળામુખી પર્વત હતો. પર્વતની પેલી મેર વિશાળ રણ હતું અને પર્વતના ઢોળાવ ઉપર જંગલી પહાડી જાતો વસતી હતી કે જેઓ કોઈ પણ અજાણ્યા માણસને મારી નાંખ્યા વિના રહેતી નહિ. આથી સોના રૂપા જેવી કીમતી ધાતુઓ માત્ર જેઈએ તેટલી જ ખાણોમાંથી કાઢવામાં આવતી અને તેનો ઉપયોગ વાસણો કે ઘરેણાં બનાવવામાં કરવામાં આવતો. કાલુનના પર્વત પરના લોકો નાણું શું તે જાણતા નહિ. માલની લેવડ દેવડ એક બીજી વસ્તુના અદલાબદલા તરીકે જ થતી. મહેસુલ પણ

ઉત્પન્ન થતા પાકમાંથી હીસ્સો લઇને વસુલ કરવામાં આવતું.

અહીં માત્ર બે ધર્મો પળાતા. પહાડ પરના લોકો અગ્નિને અને ત્યાંની દેવીને પૂજતા અને કાલુનના લોકો ભૂત-પ્રેત, દેવીઓ અને જાદુઇ શક્તિને માનતા. બૌદ્ધ ધર્મને કોઇ ઓળખતા પણ નહિ. શામનના કહેવા ઉપરથી મારા જાણવામાં આવ્યું કે મહારાણી વિજ્જુલરેહા ઉપર લોકોનો અત્યંત ભાવ હતો, કારણકે તે ગરીબ પ્રત્યે બહુ ઉદાર હતી અને પર્વતપરના જંગલી લોકોના હલ્લામાંથી પ્રજાને બચાવવાને તે શક્તિમાન હતી એવો લોકોનો વિશ્વાસ હતો. છતાં મહારાણીને હજી કશું સંતાન થયું નહોતું તેટલો લોકોને અસંતોષ હતો. આથી મહારાણીના મૃત્યુ પછી રાજગાદી માટે ટંટા બખેડા થશે એવો લોકોને ભય રહેતો હતો.

લલિત તરફ આડી આંખે જોતો શામન બોલ્યો: “લોકો એવું ખુલ્લી રીતે બોલી રહ્યા છે કે આ જુલ્મી અને તિરસ્કારને પાત્ર કાલુનનો મહારાજા મરી જાય તો સારૂં કે જેથી મહારાણી બીજા કોઇને પોતાની જુવાનીમાં જ પરણી શકે. જોકે મહારાજા ગાંડો છે, તોપણ તે આ વાત સારી પેઠે જાણે છે અને તેથી જ જે કોઇ અમીર કે જાગીરદાર મહારાણી તરફ સહેજ દૃષ્ટિપાત કરે છે તેની તરફ મહારાજાનો ઇર્ષ્યાનો અગ્નિ જાગૃત થાય છે. મિત્ર હરપાળ! તેં હમણાં એ જોયું કે નહિ? મહારાજા એમ માને છે કે જે કોઇ પુરુષ મહારાણીની કૃપાને પાત્ર થશે તેજ પોતાનો ઘાત કરનારો નીવડશે.”

મેં ધીરેથી કહ્યું: “મહારાજાનો મહારાણી ઉપરનો પ્રેમ હશે.”

શામને જવાબ આપ્યો: “કદાચ હશે પણ ખરો; પરંતુ તેમ હોય તોયે મહારાણીનો પ્રેમ મહારાજા ઉપર નથી, અને બીજા કોઇનો

પ્રેમ નથી." એમ બોલતાં શામને પોતાની આસપાસ નજર કરી.

એ વાત ખરી હતી કે મહારાજા પ્રત્યે કોઇને લાગણી નહોતી. તે અત્યારે એક ગાદીપર પડ્યો પડ્યો સોનાના પ્યાલામાંથી કોઇ જાતના અનાજનો બનાવેલો દારૂ પીતો હતો. દારૂ તેના કપડા ઉપર પણ વેરાયેલો હતો. તેને એવી દશામાં જોઇને નિજ્જુલરેહાનો તિરસ્કાર વધતો જતો હતો. લલિતની સાથે વાત કરતી નિજ્જુલરેહા ધીમેથી બોલતી સંભળાઇ: 'જો, જો, મારા જીવનનો સાથી દારૂ ઢીંચે છે ! એ ઉપરથી તું સમજી લેજે કે કાલુનની મહારાણી કેવી મનોવ્યથા વેઠી રહી હશે."

"પણ તો પછી તમે તમારા રાજ દરબારમાંથી કેમ અપવિત્રતાને હાંકી કાઢતાં નથી?" લલિતે પૂછ્યું.

"અપવિત્રતાને કેવી રીતે હાંકી કાઢીએ? આ બધાં સ્વાર્થી સ્ત્રી-પુરૂષો તેના રાજમુકુટને વળગી પડેલાં છે, અને તેઓનો સ્વાર્થ સધાય છે એટલે તેઓ તેને છોડતાં નથી. તેમને પારકે પૈસે પરમાનન્દ કરવાનો મળે છે અને તેમનો મોજશોખ પોષાય છે ત્યાંસુધી રાજા ગમે તેવો હોય અને પ્રજાની ગમે તે દશા થાય તેની તેમને ચિંતા નથી. પરન્તુ હવે તે બધાંનો અંત બહુ દૂર નથી, કારણકે તેમની કુટેવો જ તેમનો ઘાત કરી રહી છે અને સંતતિ પણ ઓછી થતી જાય છે. પણ તને થાક લાગ્યો હશે, માટે તું સૂઇ જા; આવતી કાલે આપણે સાથે ઘોડેસ્વારી કરીને ફરવા નીકળીશું." એમ બોલીને તેણે એક ચાકરને બોલાવ્યો અને લલિતને તેના શય્યાગૃહમાં લઇ જવાની સૂચના કરી.

હું અને લલિત બેઉ ઉઠયા. અમે મહારાણીને નમન કરીને અમારા નિવાસના ખંડ તરફ ચાલ્યા. શામન અમારી સાથે સાથે

આવ્યો. મહારાણી અમને જતા જોઇ રહી. મહારાજા પણ ઉઠયો, પરન્તુ મહારાણીનો અમારી તરફનો દૃષ્ટિપાત જાણે સમજી રહ્યો હોય તેમ જોઈ રહ્યો. તે બૂમ પાડીને બોલ્યોઃ

"ઓ રૂપાળા મ્હેમાન ! તું મને દારૂથી બેભાન થએલો માનતો હોઈશ, પણ મારે દારૂ શા માટે ન પીવો ? આજે જીવતો છે તે કાલે જીવશે તે કોણ જાણે છે ? તો પછી આજે મળે તે આનંદ કેમ ન કરી લેવો ? પણ યાદ રાખ, વિજળીફરેલા તારી તરફ આમ જોઈ રહે તે હું સાંખી શકીશ નહિ. હું તને કહું છું કે તે મારી સ્ત્રી છે અને તારે તેને તારી તરફ જોવા દેવી જોઇએ નહિ, નહિતો મારે તારો પણ કદાચ શિકાર કરવો પડશે."

દારૂ પીને તાનમાં આવેલા મહારાજાના આ શબ્દો સાંભળીને બધા સેવકો હસી પડયા. લલિતને કશું પણ બોલવા દીધા વિના શામને તેનો હાથ પકડીને અમારા નિવાસખંડ તરફ જ દોર્યો, નહિ તો લલિત એટલો ઉશ્કેરાઇ ગયો હતો કે તે કાંઇ ન કરવાનું કરી બેસત ! લલિત રસ્તે જતાં શામન પ્રત્યે બોલ્યોઃ "શામન ! આ તારો મહારાજા મને મારી નાંખવાની ધમકી આપતો લાગે છે."

શામન બોલ્યોઃ "તારે તેનાથી કશી બ્હીક રાખવાની જરૂર નથી. જ્યાંસુધી મહારાણી તરફથી તને કશો ભય ન થાય, ત્યાંસુધી તું સહીસલામત જ છે એમ માનજે."

લલિત બોલ્યોઃ "તો પછી કૃપા કરીને મને એ ગાંડા માણસથી દૂર જ રાખજે, નહિતો જો મારા પર તે હલ્લો કરશે તો પછી હું મારી જાતનો બચાવ કર્યા વિના રહેવાનો નથી."

"એમ થાય તો તેમાં તારો કોઇ વાંક કાઢવાનું નથી." શામને જવાબ આપ્યો અને તેના મુખપર ભેદભર્યું સ્મિત પ્રસરેલું દેખાયું.

પછી અમે અને શામન છૂટા પડયા. અમે બેઉ એક જ ઓરડામાં સૂઇ રહ્યા અને થાકેલા હતા એટલે ઘસઘસાટ ઉંઘી ગયા. સવારમાં પેલા કાળના કૂતરાઓની ગર્જનાઓ સાંભળીને અમે જાગી ગયા. કૂતરાઓને નજીકમાં ક્યાંય લઇ જવામાં આવતા હતા.

આ કાલુન નગરમાં અમોને ત્રણ માસ સુધી રહેવું પડયું અને ત્યાંના જેવો કંટાળાભરેલો વસવાટ અમે અમારી મુસાફરીમાં કોઇ સ્થળે કર્યો નહોતો. તીબેટના પહાડો, રણો અને બરફના ઢગલા વચ્ચેનો પ્રવાસ દુઃખભર્યો હતો છતાં અહિંના કંટાળાના પ્રમાણમાં એ પ્રવાસ અમને ઓછો કષ્ટદાયક લાગતો હતો. એ વસવાટ દર્મિયાનની બધી વાતો કહેવા બેસું તો વાચકોને કંટાળો ઉપજે, તેથી ત્યાંના મુખ્ય મુખ્ય પ્રસંગો જ ટુંકમાં કહી જઉં છું.

અમે કાલુનમાં આવી પહોંચ્યા તેને બીજે દિવસે મહારાણી વિજ્જુલરેહાએ બે સુંદર સફેદ ઘોડા અમારે માટે અમારે ઉતારે મોકલી આપ્યા. અમે તે ઘોડાપર બેસીને ફરવા જઇએ એવો મહારાણીનો આશય હતો. બપોરે અમે મહારાણીની સાથે જ ઘોડાપર બેસીને ફરવા નીકળ્યા. મહારાણીની સાથે અંગરક્ષકો હતા. પહેલાં તે અમને કાલુનના મહારાજાની શ્વાનશાળા જોવા લઇ ગઇ. મજબૂત લોખંડી સળીયાના બનાવેલાં જંગી પાંજરાંમાં એ કાળના કૂતરાઓને રાખવામાં આવતા હતા અને તેનાં નાનાં-નાનાં બારણાંને લોખંડી તાળાં મારવામાં આવ્યાં હતાં. આટલા ભયંકર અને મોટા કૂતરા મેં તીબેટ અને મધ્ય એશિઆના પ્રદેશમાં ક્યાંય જોયા નહોતા. તે લાલ અને કાળા રંગનાં ધાબાંવાળાં હતાં, તેમને શરીરે સુંવાળા વાળ હતા અને તેમનાં માથાં લોહી-માંસથી ભરપૂર દેખાતાં હતાં. અમને જોતાં જ તેઓ પાંજરામાં છલંગ મારતા અમારી સામે ધાઇ આવ્યા.

આ કૂતરાઓને કેટલાક શ્વાનરક્ષકોની દેખરેખ હેઠળ રાખવામાં આવતા અને એ શ્વાનરક્ષકો વંશપરંપરાથી ઉતરતા આવતા હતા. કૂતરાઓ એ રક્ષકોના અંકુશ હેઠળ બરાબર રહેતા અને મહારાજાના તાબામાં પણ રહી જાણતા, પરન્તુ કોઇ અજાણ્યો માણસ તેમની નજીક જવાની હિંમત ભાગ્યે કરી શકે તેમ નહોતું. દેશના ગુન્હેગારો અને મહારાજાની ખફગીમાં જેઓ આવી પડે તેઓનાં શરીર આ કૂતરાઓના ખોરાક તરીકે નીરવામાં આવતાં, એટલે આ કૂતરાઓ દેશના અપરાધીઓને શાસન કરવાનું કાર્ય કરનારા પણ લેખાતા હતા. આ કૂતરાઓ ખરેખર કાળના કૂતરાઓ જ હતા અને આ પ્રદેશમાં તે એવા ત્રાસરૂપ લેખાતા કે તેમનું નામ સાંભળીને લોકો થરથર કંપતા !

એ કૂતરાઓને જોઈને અમે નગર બહાર ફરવા ચાલ્યાં. નગરનો કોટ જૂના વખતનો હતો પણ તે વખતોવખત સમરાવવામાં આવેલો જણાતો નહોતો કારણકે કેટલેક સ્થળે નાનાં-મોટાં ગાબડાં પડેલાં હતાં! નગરમાંની વસતી બહુધા રાજાની અને રાજદરબારના આશરા ઉપર જીવનારી હતી. નગર બહાર એક ઊંચો પૂલ ઓળંગીને નદીની પેલી મેર અમે ગયાં તો ત્યાં અમે ખેતી કરીને નિર્વાહ કરનારા ઉદ્યમી ખેડૂતો અને તેમનાં ઝુપડાં જોયાં. ખેતી બહુ સારી જણાતી હતી અને તસુએ તસુ જમીનપર પાક ઉગાડવામાં આવતો હતો, પરન્તુ મહારાણીના કથન ઉપરથી અમે જાણ્યું કે જો વરસાદ બરાબર ન પડે તો એ પ્રદેશમાં દુષ્કાળ પડતો, અનાજ પાકતું નહિ અને લોકો હજારોની સંખ્યામાં ભૂખે મરી જતા. આવા દુકાળો ત્યાં વારંવાર પડતા. મેં પૂછ્યું: “ આ વર્ષ કેવું નીવડશે ? ”

મહારાણીએ જવાબ આપ્યો: “એવો ભય રહે છે કે કદાચ આ વર્ષ સારૂં નહિ નીવડે. વરસાદ બરાબર પડ્યો નથી અને નદીનું પાણી

પણ જોઇએ તેટલું ઉંચું ચડયું નહિ હોવાથી ખેતરો બરાબર પાણીથી ભરાયાં નથી. વળી ગઇ રાત્રે પહાડ ઉપર જે અદ્‌ભુત પ્રકાશ પ્રકટી નીકળ્યો હતો તે અહિં મોટું અપશુકન મનાય છે. તેનો અર્થ એ છે કે પહાડનો પ્રેતાત્મા ગુસ્સે થયો છે એટલે જરૂર દુકાળ પડે. અજાણ્યા અતિથિઓ આ દેશમાં આવ્યા છે અને તેથી અપશુકન થયાં છે એવું અહીંના લોકો નથી કહેતા, એટલું વળી સારૂં છે."

લલિત હસીને બોલ્યો: "જો એમ હોય તો અમારે અહીંથી નાસીને પહાડમાં જઇ ત્યાં આશ્રય લેવો પડશે."

મહારાણી બોલી: "તો પછી શું તમે ખુદ મૃત્યુનોજ આશ્રય લેવા જવા ચાહો છો? મારા અતિથિ! એટલી વાત તું ખાત્રીથી માનજે કે હું જીવતી છું ત્યાંસુધી તો હું તને નદી ઓળંગીને પહાડસુધી પહોંચવા દઇશ નહિ."

"એમ કેમ વારૂ?"

"મારા પ્રિય અતિથિ! મારી એવી ઇચ્છા છે અને જ્યાંસુધી અહિં મારી આણ વર્તે છે, ત્યાંસુધી મારી ઇચ્છા તેજ અહીંનો કાયદો છે. ચાલો, હવે આપણે ઘર તરફ પાછા ફરીએ."

તે સાંજે અને ત્યારપછી પણ અમે કદાપિ ભોજનાલયમાં જમવા જતા નહિ. અમારે માટે અમારા નિવાસસ્થાનમાં જ ભાણાં આવતાં. મહારાજાનું મ્હોં ફરીથી અમારી દષ્ટિએ પડે નહિ, તેટલા માટે મહારાણીએ જ એ વ્યવસ્થા કરી હતી. મહારાણી અમારી પાસે રોજ વાતો કરવા આવતી અને અનેક બાબતો વિષે અમારી વચ્ચે વાર્તાલાપ ચાલતો. આમ દિવસ પછી દિવસ જવા લાગ્યા પણ કશા કામ વિના અમને બહુ કંટાળો આવતો હતો. અમારા દિવસો

કેમે કર્યાં ખૂટતા નહિ. રાજદરબારના મોટા મોટા અમલદારો કોઈ કોઈ વાર અમારી આસપાસ ટોળે મળતા અને તેઓ આળસુ તથા નવરા હતા, એટલે અમને કાંઇકાંઈ વાતો પૂછીને કાયર કરતા. સ્ત્રીઓ પણ ઘણીવાર અમારી પાસે આવતી અને લલિતની સાથે પ્રેમપ્રસંગ પાડવાને કાંઈ કાંઈ હીકમતો કરી તેની સાથે એકાંત સાધતી. જો અમે નગરમાં ફરવા નીકળતા, તો લોકોનાં ટોળાં આશ્ચર્યમુગ્ધ થઇને અમારી પાછળ ટોળું વળીને ફરતા. કોઈ કોઈ વાર અમે ગામડાં તરફ મહારાણીની સાથે ફરવા નીકળી પડતા, પરન્તુ એ મુસાફરીઓ વધુ વખત ચાલી નહિ. એવી ત્રણ–ચારેક મુસાફરીઓ થઇ, એવામાં મહારાજાની ઇર્ષ્યાનો ઉભરો ચઢી આવ્યો અને તે બોલ્યો: "હવે પછી તમે મારી સ્ત્રી સાથે ગામડાંમાં ફરવા જશો, તો તમારી પાછળ મારા શિકારી કૂતરાઓને છોડી મૂકીશ." આથી એક–બે વાર અમે મહારાણીના માણસોના પહેરા હેઠળ ગામડાંમાં ફરવા ગયા, પણ ત્યાં અમને લોકો પજવવા લાગ્યા! તેઓ કહેતા કે "તમે કોઇ દેવો છો, અમારો વરસાદ તમે બાંધી લીધો છે, તેને હવે કૃપા કરીને છુટો કરો; અમારી ખેતી અફળ જાય છે અને અમે ભૂખે મરીશું." આથી અમે એવી મુસાફરીઓ પછી માંડી વાળી. અમારાં મન ઉપર બે પ્રકારનો બોજો પડ્યો હતો. એક તો પેલા પર્વતના ભેદ વિષેની શોધખોળ ચલાવવાની અમારી તીવ્ર ઇચ્છા હતી તે અને બીજું એ કે કદાચ મહારાણીને હાથે લલિત ઉપર કાંઇ કારમો ગજબ ગુજરવા પામે. હું હમેશાં લલિતની પાસે ને પાસે જ રહેતો એટલે કાફુનમાં આવ્યા પછી મહારાણીને લલિત પાસે એકાંતમાં પ્રેમપ્રસંગ કરવાનો અવકાશ જ મળવા પામ્યો નહોતો. છતાં હું જોતો હતો કે મહારાણીનો લલિત માટેનો પ્રેમાવીર્ભાવ જરાએ ઓછો થયો નહોતો. તે તો

દિવસે દિવસે વધતો જતો હતો કે જેવી રીતે જ્વાળામુખીના પેટાળમાંનો અગ્નિ રોજ રોજ વધતો જાય છે અને કોઈ દિવસ તે કારમો ફાટી નીકળીને ચોમેર પ્રલય વરસાવી મૂકે છે. તેના એ છૂપા આવીર્ભાવનાં ચિન્હો તેના શબ્દોમાં, તેની ચેષ્ટામાં અને તેની મદભરી આંખોમાં પ્રતીત થતાં હતાં.

---

## પ્રકરણ ૪ થું.

### શામનના ઓરડામાં.

એક રાત્રે શામને અમને પોતાના ઓરડામાં જમવાનું આમંત્રણ આપ્યું. શામનનો ઓરડો મહાલયના એક ઉંચા બૂરજમાં આવેલો હતો. અમે જમીને બેઠા હતા, તે વખતે લલિતે શામનને કહ્યું: "ભાઇ શામન! કૃપા કરીને તું મહારાણીને કાંઇ કહે કે જેથી તે અમને અહીંથી જવાની રજા આપે."

તુરતજ શામનનો ચહેરો ગંભીર બની ગયો. તે બોલ્યો: "તું પોતેજ એ કૃપા કરવાનું મહારાણીને કહે તો વધારે ઠીક થઇ પડશે. હું ધારૂં છું કે તમને બેઉને નહિ જવા દેતાં રોકી રાખવાનું કશું કારણ નહિ હોય."

લલિત બોલ્યો: "મને એમ લાગે છે કે મહારાણીને મહારાજાથી સંતોષ નથી."

"વાહ, તમે બહુ ચપળ દૃષ્ટિના છો હોં; તમે અદ્દલ વાત કરો છો."

લલિત આગળ બોલ્યો: "વધુ એવું પણ જણાય છે કે તે મારી તરફ કાંઇ અદ્દભુત લાગણીથી જુએ છે."

શામન બોલ્યો: "વાહ ! તમને તમારી માંદગી દરમીયાનના કાંઇ પ્રસંગો સાંભરતા હોય એમ લાગે છે."

"શામન ! તારી અને મહારાણી સાથે સંબંધ ધરાવતી કેટલીક બાબતો મને સાંભરે છે."

"હું, પછી ?" શામન પોતાની દાઢીના વાળ પર હાથ ફેરવતો બોલ્યો.

"કહેવાનું એટલું જ છે કે તમારા દેશની એક સર્વોત્તમ સુંદરીના નામને કલંક લાગેલું જોવા મારી ઇચ્છા નથી."

"એ તો તેં સારી વાત કહી; પણ એવી બાબતોમાં અહીં કાંઇ વાંધા જેવું લેખાતું નથી. છતાં કલંક ન લાગે એવી કાંઇ સગવડ કરી શકાય તો કેમ ? દાખલા તરીકે મહારાણી બીજો ભરથાર પસંદ કરે તો શો વાંધો ? અહીંના લોકો પણ તેથી ખુશ થશે."

"એક જીવતો ભરથાર હોય ત્યાંસુધી તે બીજો કેમ પસંદ કરી શકે ?"

"ખરી વાત; એ વિષે મેં વિચાર કરી જોયો છે; પણ તેનો જવાબ એ છે કે માણસો જન્મે છે તે કયાં મરતાં નથી ? એ તો સીધી સાદી વાત છે. વળી મહારાજા હાલમાં ખૂબ દારૂ ઢીંચે છે."

લલિત ગુસ્સે થતો બોલ્યો: "તું એમ સૂચવવા માંગે છે કે માણસોનાં ખૂન પણ કરી શકાય છે. હું એવું પાપ કે અપરાધ કરવા ઇચ્છતો નથી."

લલિત આ શબ્દો બોલ્યો, એટલામાં અમારી પાછળ કોઇનો પગરવ સંભળાયો. અમે પાછું વાળીને જોયું, તો મહારાણી વિદ્યુલ્લેખા બારણાનો પડદો ખસેડીને ઊભેલી ! બાદશાહી ઠાઠમાં તે એવી રીતે ઊભી હતી કે જાણે તે એક સુંદર પૂતળી હોય ! ધીરે સ્વરે તેણે પુછયું: "પાપ અને અપરાધની વાતો કોણ કરતું હતું ? લલિતસિંગ ! તમે જ કે ?"

લલિત બોલ્યો: "મહારાણી! તમે આવી પહોંચ્યાં અને મારા શબ્દો તમારા સાંભળવામાં આવ્યા તે ઠીક જ થયું: પછી ભલે તમને એ શબ્દો અણગમતા હોય."

"મને તમારા શબ્દો અણગમતા શાને લાગે? કાલુનના રાજમહાલયમાં અત્યારે ખૂનનો અપરાધ કરવાની ના કહેનારો એક પ્રમાણિક પુરૂષ છે એ જાણીને હું સંતુષ્ટ થઇ છું અને તમારા તે શબ્દો માટે હું તમને ધન્યવાદ આપું છું. તમે જાણી લેજો કે એવા કશા અપવિત્ર વિચારો મારી નજીક ઢુકયા પણ નથી; પણ લલિતસિંગ! ભાગ્યમાં તો જે લખાયલું છે તે અણલખ્યું થવાનું છે?"

"ના, ભાગ્યરેખા ફરતી જ નથી, પરન્તુ ભાગ્યમાં શું લખાયલું તમે માનો છો?"

"શામન, તેમને કહે." મહારાણીએ પોતાના દાસ તરફ જોઇને કહ્યું.

જે ઓરડામાંથી મહારાણી આવી હતી, તે ઓરડામાં શામન ગયો અને ત્યાંથી કાંઇ આકૃતિઓ દોરેલું લાંબું કાગળનું ટીપણું લઇ આવ્યો. તે ઉઘાડીને થોડી વાર વિચાર કરીને તે બોલ્યો: "સૂર્યચક્ર, રાશિચક્ર અને ગ્રહચક્રની ગતિ ઉપરથી એમ સમજાય છે કે આવતા માસની પડવો પહેલાં કાલુનના મહારાજા રણની પેલી મેરથી આવેલા અજાણ્યા અતિથિને હાથે મરણ પામશે."

લલિત તુચ્છકારની બોલ્યો: "તારૂં એ જ્યોતિષ કેવળ જૂઠાણાથી ભરપૂર છે."

મહારાણી બોલી: "શામનનું જ્યોતિષજ્ઞાન જૂઠું હોય નહિ. તે જે કહે છે તે બનવાનું જ અને તમારે હાથે મહારાજાનું મૃત્યુ થવાનું છે."

"મારે હાથે શા માટે ? એકલો હુંજ અજાણ્યો અતિથિ ક્યાં છું? આ હુરપાળ પણ છે. છતાં જો તેમ ખરેખર બનશે તો મહારાજાની વિધવાને હસ્તે હું મારા અપરાધની સજા વેઠવા તૈયાર છું."

"લલિતસિંગ! તમે મારી હાંસિ કરો છો ? પતિ પ્રત્યે મારો કેવો પ્રેમ છે તે તમે જાણો છો, છતાં તમે આમ બોલો છો ?"

મને લાગ્યું કે હવે વધારે નાજુક સમય આવતો જાય છે, અને લલિતને પણ તેમજ લાગ્યું. તેણે મહારાણી પ્રત્યે કિંચિત્ મમતાદર્શક સ્વરે કહ્યું: "કહો, કહો, મહારાણી! તમારે જે કાંઈ કહેવું હોય તે કહો."

"સાંભળો ત્યારે, લલિતસિંગ! મારી બાલ્યાવસ્થાથી તમે મારી શોધમાં ભટક્યા છો, તે હું જાણું છું. તમે જ્યારે પેલી બરફની નદી ઓળંગીને આવ્યા ત્યારે તમારો ચહેરો મને તદ્દન અજાણ્યો નહોતો. મેં એ ચહેરો ઘણી વાર સ્વપ્નમાં જોયો હતો. જ્યારે હું એક નાની બાલિકા હતી અને એક વાર પુષ્પશય્યામાં ઉંઘી ગઇ હતી, ત્યારે પહેલી જ વાર સ્વપ્નમાં મેં તમારો ચહેરો જોયો હતો. અને ત્યારપછી તો મેં તે અનેક વાર જોયો છે. આ મારા દાદાને પૂછી જુઓ, જો હું જૂઠું બોલતી હોઉં તો. ત્યારપછી રોજરોજ સ્વપ્નમાં મેં જોયું છે કે તમે મારાજ છો અને હું હૃદયથી પણ તેમજ માનતી હતી. ત્યારપછી ઘણાં વર્ષો વીતી ગયાં, પણ તે વર્ષોમાં મને એમ લાગ્યા કરતું હતું કે તમે મારી નજીક ને નજીક આવતા જાઓ છો. રણો, પર્વતો, ટેકરીઓ, નદીઓ અને બરફથી ભરેલાં મેદાનો ઓળગતા તમને મારી નજીક આવતા મેં સ્વપ્નમાં જોયા

છે. છેવટે ત્રણેક માસ પૂરે હું અને શામન ભવિષ્યદર્શન કરતાં અને વિચારતાં બેઠાં હતાં ત્યારે મને એક દિવ્ય દર્શન થયું. હું એકદમ ઉંઘી ગઇ. મારો આત્મા દેહમાંથી છૂટો પડીને ચોમેર ફરવા લાગ્યો અને ભૂત તથા ભવિષ્યના બનાવોનું દર્શન કરવા લાગ્યો. પછી મેં તમને અને તમારા સાથીને બરફથી છવાએલી કદણો ઉપરથી બરફની નદીમાં ચામડાના દોરડાના ટેકા સાથે ઉતરતા જોયા. એ સ્થાન પણ મારા ધ્યાનમાં આવી ગયું. ઉંઘમાંથી જાગૃત થઇને હું તથા શામન નદીકાંઠે પહોંચ્યાં અને ખરેખર અમે તમને ત્યાં જીવન-મરણની વચ્ચે તરફડીયાં ખાતા જોયા. ત્યારપછી શું બન્યું અને અમે તમને કેવી રીતે બચાવ્યા તે બધું તમે જાણો છો. હવે જે સુંદરીએ તમને મૃત્યુમાંથી ઉગારી લીધા છે તે તમને પોતાનો હાથ અર્પણ કરવા ઇચ્છે, તો શું તમે તેનો અસ્વીકાર કરશો?" એટલું કહીને પોતાનાં આતુરતાભર્યા નયનો તેણે લલિતના વદન ભણી સ્થિર કર્યાં.

લલિત બોલ્યો: "મહારાણી! તમે મને બચાવ્યો હતો એ ખરી વાત; ફરીથી તે માટે હું તમારો આભાર માનું છું; જોકે તમે મને ડૂબી જવા દીધો હોત તો વધારે સારું થાત એમ મને લાગે છે. જો મને માફ કરો તો હું તમને એક પ્રશ્ન પુછું: જો આ બધું સાચું હોય તો મારો પ્રશ્ન છે કે તમે બીજા પુરૂષને કેમ પરણી બેઠાં?"

આ ટોણો સાંભળીને દુઃખિત થતી તે બોલી: "લલિતસિંગ! તેમાં મારો કશો વાંક નથી. માત્ર આ દેશના રાજકારણને લીધે એક ગાંડા તથા તિરસ્કારને પાત્ર પતિને પરણવાની મને ફરજ પડી છે. લોકોએ તેમ કરવા મારા ઉપર દબાણ કર્યું. આ મારા દાદા શામને

પણ તે વખતે દબાણ કરવામાં ભાગ લીધેલો; તેઓ બધા એમ કહેતા હતા કે કાલુનના બેઉ વિભાગોના રાજ્યાધિપતિઓમાં સંપ તથા સુલેહ જાળવવા માટે આવું લગ્ન થવું જોઇએ. હું મારા વંશમાં છેલ્લી હતી અને જો હું એ ગાંડા પતિને ન પરણું તો કાલુનમાં જૂદી જૂદી શાખાઓનું રાજ્ય થઈ જાય અને તેથી કલહ વધે એ કારણે મને એવું દબાણ કરવામાં આવ્યું. મને આવેલાં દિવ્ય સ્વપ્નોની વાતો મેં તેમને કહી ત્યારે તેમણે તે બધા મારા મનના ધખારા છે એમ કહીને મને હસી કાઢી ! છેવટે હું તેમને તાબે થઇ અને દેશની સુલેહ જાળવવાને હું ગાંડા પતિને પરણી।"

લલિત બોલ્યોઃ "તમે જે કાંઈ કહ્યું તે બધું ખરૂં હોય તો હું માનું છું કે તમારો તેમાં કશો વાંક નથી અને તમે ખરેખર એક મહાન્ વ્યક્તિ છો. હવે તમે મને કહો છો કે જે ભાગ્યરેખા તમે તમારે હાથે ઘડી છે તે મારે તમારા પતિનું ખૂન કરીને સફળ કરવી, કારણ કે ભાગ્યરેખામાં એવું લખાયલું છે! જે કાર્ય તમે કરી શકો તેમ છે, તે કાર્ય ભાગ્યરેખાને કારણે મારે કરવું એમ તમે કહો છો એ તો ઠીક, પણ જે દિવ્ય દર્શન કરીને તમે નદીકાંઠે અમને બચાવવાને આવ્યાં હોવાનું કહો છો તે ખરૂં નથી, કારણકે ત્યાં તો તમે પર્વતમાંનાં સમર્થ આશાદેવીના ફરમાનથી અમારો સત્કાર કરવાને આવ્યાં હતાં."

આ સાંભળીને મહારાણી ચમકી ગઇ અને શામન ડાચું વિકાસીને લલિતને જોઈ રહ્યો! મહારાણી બોલીઃ "તમે એ કેવી રીતે જાણ્યું?"

"જેવી રીતે મેં એ વાત જાણી છે તેવી રીતે બીજું ઘણુંએ

જાણ્યું છે. મહારાણી ! તમે બધુંએ સાચું બોલ્યાં હોત તો વધારે ઠીક હતું."

વિજ્જુલરેખાનું વદન હવે તદ્દન ફીક્કું પડી ગયું. તે બોલી: "તમને એ કોણે કહ્યું? શામન! શું તમે એ વાત કહી દીધી? શામન ! તમે મારા દાદા છો પણ યાદ રાખજો કે જો તમે જ આમ કર્યું હશે, તો હું તમને સજા કર્યા વિના છોડવાની નથી."

"મહારાણી ! આ તમે શું બોલો છો ? શું હું એવું કદાપિ કરૂં ?"

"ત્યારે આ વાંદરાએ તે ભેદ ખોલ્યો હોવો જોઇએ. અરે ! મેં તેને જોતાં વાંતજ ઠાર કરી નાંખ્યો હોત તો કેવું સારૂં થાત? કાંઇ ફીકર નહિ; એ ભૂલને હજી સુધારી લઇ શકાય તેમ છે." મહારાણી બબડી.

મેં કહ્યું: "મહારાણી ! હું કયાં જાદૂગર છું કે એ બધા તમારા ભેદ જાણી શકું ?"

"હા, હું જાણું છું કે તું જાદૂગર છે અને એ પહાડના અગ્નિમાં તારી કોઇ પ્રેમિકા રહે છે."

મેં કહ્યું : "તો મહારાણી ! એવી દિવ્ય શક્તિની આડે તમે આવો છો, તેમાં કશો સાર નથી. કહો, અમારા અહીં થએલા આગમન વિષે તમે આશાદેવીને શા સમાચાર મોકલ્યા છે ?"

મહારાણી તેનો કશો જવાબ આપે તે પહેલાં લલિત બોલી ઉઠયો: "સાંભળો, એ અદ્દભુત પહાડમાંના ચમત્કાર વિષે ચોકકસ પ્રશ્નો પૂછવાને હું પહાડ તરફ જઉં છું. મહારાણી ! તમારી ઇચ્છા હોય કે ન હોય, પણ હું તમને કહુ છુ કે હું ત્યાં ગયા વિના રહે-

વાનો નથી. પછી તમારામાં કોણ બળવાન છે—કાલુનની મહારાણી કે પહાડની આશાદેવી, તેનો નિર્ણય તમે કરી શકશો."

મહારાણી આ બધું સાંભળતી ચૂપ ઊભી હતી. તે શો જવાબ આપે? તેની પાસે જવાબ આપવા જેવું કશું હતું જ નહિ. પછી તે સહજ હસીને બોલી: " શું તમારી એ જ ઇચ્છા છે? વારૂ; હું ધારૂં છું કે તમે જેને પરણવા ઇચ્છો છો, તે ત્યાં નથી જ. ત્યાં માત્ર સજીવન અગ્નિ છે અને ભૂતડાં જેવાં સ્ત્રી પુરૂષો છે." પછી તેને કાંઇક ગુપ્ત દુ:ખ થયું હોય તેવું વદન કરીને તે ધીરે સ્વરે બોલી: " અતિથિઓ! આ ભૂમિના ભેદો એવા છે કે તેમાં કોઈ પરદેશીએ પડવામાં સાર નથી. એક વાર ફરીથી હું તમને કહું છું કે જ્યાંસુધી હું જીવું છું, ત્યાંસુધી તમે પહાડ ઉપર પગ મૂકશો નહિ. લલિતસિંગ! વળી તમે એમ પણ સમજી લેજો કે મેં તમારી સમક્ષ મારૂં દિલ ખુલ્લું કર્યું છે. તમે અહીં મને શોધવા આવ્યા નથી, પણ તમે કોઈ ચૂકેલની શોધમાં અહીં આવ્યા છો કે જે એક સ્ત્રીનો આકાર ધરાવે છે તે મારી જાણમાં આવ્યું છે, પરન્તુ તમે તેને કદાપિ શોધી શકવાના નથી. હવે મારે તમને કશી વિનતિ કરવાની રહેતી નથી; તમને કાંઇ કહેવું એ ઠીક પણ નથી, કારણ કે તમે ઘણી-ઘણી વાતો જાણી ચૂકયા છો. તેટલા માટે આજે રાત્રે બરાબર વિચાર કરજો અને કાલની સાંજ પહેલાં મને જવાબ આપજો કે તમે મને પરણીને આ મુલકનું રાજપદ ગ્રહણ કરવા તૈયાર છો કે નહિ. જો તમે તેમ કરશો તો તમે એક મહાન વિભૂતિ થશો, મારા પ્રેમથી સુખી થશો અને નહિતો તમે અને તમારો સાથી મરણ પામશો. તમારે હવે બેમાંથી એક વસ્તુ પસંદ કરવાની છે: વિજ્જુલરેહાનું વૈર કિંવા વિજ્જુલરેહાનો પ્રેમ. મારા પોતાના

રાજ્યની અંદર મને જોઈએ તે વસ્તુ મળે નહિ, તે સાંખી લઉં તેવી હું નથી."

ક્ષણે ક્ષણે વધતા જતા જુસ્સાથી એટલું બોલીને વિજ્જુલરેહા શાન્ત થઈ ગઈ. તે સમયનું દૃશ્ય હું કદાપિ ભૂલીશ નહિ. શામન પણ આશ્ચર્યચકિત દૃષ્ટિથી એ દૃશ્ય જોઈ રહ્યો.

એક બાજુએ વિજ્જુલરેહા ગંભીર મુખમુદ્રા સમેત આંખમાંથી વૈરના આકરા તણખા વર્ષાવતી ઊભી હતી. તેની સામે પ્રચંડ દેહનો લલિત શાંત અને નિશ્ચયી મુખમુદ્રા કરતો ઊભો હતો. બાજુમાં હું આશ્ચર્ય પામતો ઊભો હતો કે વિજ્જુલરેહાના કોપનો ભોગ થઈ પડેલો હું હવે કેટલું જીવીશ? આ પ્રમાણે અમો એકબીજાને જોતાં હતાં, એટલામાં દીવાને કોઇના વસ્ત્રનો પવન લાગ્યો અને મેં બાજુએ મ્હોં ફેરવીને જોયું તો કોઇ પુરુષ દેખાયો. તેને હું ઓળખી શકું તે પહેલાં તો તે ખડખડ હસી પડ્યો. તે વિજ્જુલરેહાનો પતિ કાલુનનો મહારાજા હતો! તે રાજનનો વંશજ હતો, એટલે આપણે તેને હવે રાજનને નામે ઓળખીશું.

મહારાણીએ પોતાના સ્વામી રાજન તરફ દૃષ્ટિપાત કર્યો. તેની દૃષ્ટિમાં ભય કે ગુસ્સો નહોતો પણ પ્રકટ તિરસ્કાર હતો; છતાં તેને રાજનથી ભયભીત થવાનું કાંઇક કારણ હતું તે તે સારી પેઠે સમજતી હતી. તેણે પૂછ્યું: "અહીં તમે કેમ વગર બોલાવ્યા આવ્યા છો? જાઓ તમારા શરાબખાનામાં."

પણ મહારાજા તો ખડખડ હસતોજ ઊભો રહ્યો. મહારાણીએ પુનઃ પૂછ્યું: "એવું તમે શું સાંભળ્યું છે કે આમ ખડખડ હસ્યાંજ કરો છો?"

મહારાજા પ્રચંડ ખોખરે અવાજે દાંતીયાં કરતો બોલ્યો : "મેં શું સાંભળ્યું છે ? કહું ? જે વિજ્જુલરેહા કાલુનના આખા પ્રદેશની મહારાણી થઈને સત્તા જમાવવા મને રાજીખુશીથી પરણી હતી, તે વિજ્જુલરેહાને મેં એક ભટકતા પરદેશી મુસાફરને પરણવાની માંગણી કરતી સાંભળી છે ! અને " તે પુનઃ હસી પડતો બોલ્યો: " તે મુસાફરે તેની માંગણીને તુચ્છકારી કાઢી છે કારણકે તે તેના પંજામાંથી છટકી જવાને વધારે આતુર છે ! મેં એવું પણ સાંભળ્યું છે કે હું ગાંડો છું. હા, હું જાણું છું કે હું ગાંડો છું, પરન્તુ આ ઘરડા ઠુંવડે મને કોઇ એવો કાતીલ દારૂ પાયો છે કે ત્યારથી હું ગાંડો બન્યો છું !" એમ બોલતાં તેણે શામન ભણી તુચ્છકારદર્શક દૃષ્ટિ કરી. તે આગળ બોલ્યો: " એ દારૂ મેં પીધો ત્યારથી જ હું ગાંડો બન્યો છું; પણ એ સારૂં થયું, ઓ પરદેશી મુસાફરો ! મને વિજ્જુલરેહા ગમતી નહોતી અને હું તેની પાસે બેસવા કે રહેવા પણ પણ રાજી નહોતો; હું ગાંડો થયો એટલે તેની તરફનો મારો ધિક્કાર વધ્યો છે, એટલે હું ગાંડો થયો તે ઠીક થયું એમ હું માનું છું. તમારે પણ મારા જેવા થવું છે ? જો વિચાર હોય તો આ બુઢ્ઢા પાસેથી દારૂ માંગીને પીઓ ! તે બહુ મિઠો લાગશે અને તમારો એક દિવસ મોજમાં જશે, ભલે પછી એ દારૂમાં આ મધુરી મહારાણીના સ્વામીનું ઝેરી લોહી ભળેલું હોય !" પુનઃ મહારાજા હસી પડ્યો.

આટલું કાતીલ અપમાન વિજ્જુલરેહા એક પણ શબ્દ બોલ્યા વિના ચુપચુપ ગળી ગઈ અને પછી તે અમારી તરફ દૃષ્ટિ કરીને સહજ નમન કરતી બોલી : "મારા અતિથિઓ ! આ બધા પ્રકાર માટે મને માફ કરજો, કારણકે હું નિરૂપાય છું. તમે એક

દુષ્ટ અને અમંગળ ભૂમિમાં આવ્યા છો અને તમારી સામેજ એ દુષ્ટતા તથા અમંગળતાનો નમૂનો ઊભો છે. મહારાજા રાજન! હવે તમારો ઘડો ભરાઇ ચૂક્યો છે, અને મારો કશો દોષ નથી. મારા જીવનમાં હું તમારી સાથે જોડાઇ ત્યારપછી તમે માત્ર ઝેરીલા ડંખો દેનાર સાપની ગરજ સાર્યા વિના બીજું કશું કર્યું નથી. દાદા! હ ચાલો, મારી આંખે અંધારા આવે છે."

શામને બે ડગલાં ભર્યાં. તેણે મહારાજાની સામે તીવ્ર દૃષ્ટિથી જોયું અને કહ્યું: "રાજન! તારો જન્મ જ એવા અમંગળ ટાણે થયો છે કે તું આ ભૂમિને શાપરૂપ થાય, તેમાં નવાઇ નથી. તું જન્મ્યો ત્યારે પહાડમાંથી અગ્નિજ્વાળાઓ ભભુકવા લાગી હતી અને ધુમાડાથી આકાશ છવાઇ ગયું હતું. દારૂબાજી અને રંડીબાજીમાં જ તેં તારૂં જીવન ગાળ્યું છે અને રસાળ ભૂમિને મેં તારા શિકારની મોજ માટે વેરાન બનાવવાને ખેડૂતોની ખેતીનું સત્યાનાશ વાળ્યું છે; પછી બિચારા લોકો અનાજ વિના ભૂખે મરે તેમાં નવાઈ શી છે? પણ હવે તારો ઘડો ભરાઇ ચૂક્યો છે. થોડા જ વખતમાં હું તને દુ:ખ અને ત્રાસથી મરતો જોવાનો છું એટલું જ નહિ પણ આ પ્રદેશમાં વધારે લાયક રાજાને ગાદીપર બેસતો પણ જોવાનો છું! તે વખતે જ આ બિચારી મહારાણી તારા શૃંખલાબંધનમાંથી મુક્ત થશે અને કાલુનના પ્રદેશને શાંતિલાભ થશે."

શામન આ શબ્દો એટલા તુચ્છકારથી બોલ્યો હતો કે રાજન ગુસ્સે થઇને તેના ઉપર તલવાર સાથે તૂટી પડયા વિના રહેશે નહિ એમ હું માનતો હતો. પણ મારા આશ્ચર્યની વચ્ચે તે કશું બોલ્યો નહિ પણ ઉલટો દબાઇ ગયો! તે એક ખૂણામાં ગુપચુપ અદબ વાળીને ઊભો રહ્યો અને શામન બિજ્જુલરેહાનો હાથ પકડીને તેને ત્યાંથી

બહાર તેડી ગયો; પણ જતાં જતાં તે બોલ્યો: "રાજન ! મેં તને ઉંચે ચડાવ્યો હતો અને આજે હું જ તને નીચે પછાડું છું. જ્યારે ત્રાસ અને તુચ્છકારની વચ્ચે તું લોહીલોહાણ થઇ મરે, ત્યારે મને યાદ કરજે."

શામન અદૃશ્ય થઇ ગયો અને પાછળ રાજન ધીરે ડગલે ડરતો અકળાતો બારણા પાસે ગયો અને અમને ધીમેથી પૂછવા લાગ્યો: "એ ડોસો અને તેની દીકરી ગયાં?" મેં કહ્યું: "હા, ગયાં."

તે બોલ્યો: "તમે મને બ્હીકણ અને બાયલો ધારતા હશો. હા, હું એ બેઉથી ડરૂં છું ખરો, અને જ્યારે તમારો વારો આવશે, ત્યારે તમે પણ તેમનાથી જરૂર ડરશો એવી મારી ખાત્રી છે. હું સાચું કહું છું કે તેમણે મારૂં બધું જોમ અને સત્વ ચૂસી લીધું છે અને કાતીલ દારૂ પાઇને મને આવો બનાવી મૂક્યો છે. એમની જાદુવિદ્યા પાસે મારૂં શું ચાલે? હવે મારી વાત સાંભળો. એક વાર કાબુલના અર્ધા પ્રદેશનો હું માલીક હતો—મહારાજા નહોતો. મારૂં અંતઃકરણ પવિત્ર હતું. હું વિજળુલરેહાની સુંદરતા જોઇને મુગ્ધ થયો હતો. તેણે આ બુઢ્ઢા શામનની માર્ફતે મારી પાસે લગ્નની માંગણી કરી. પછી હું તેને પરણ્યો અને ભવિષ્યમાં અમારી વચ્ચે લડાઇ ન થાય એવા હેતુની પૂર્તિ કરી. પણ હું એ વિજળુલરેહાનો ભરથાર થવાને બદલે તેનો વાસણ માંજનારો ચાકર થયો હોત તો વધારે સારૂં હતું! તે પ્રથમથી જ મને ધિક્કારતી હતી અને જેમ જેમ હું તેની પ્રત્યે વધુ ને વધુ પ્રેમ દર્શાવવા લાગ્યો તેમ તેમ તેનો મારી પ્રત્યેનો ધિક્કાર વધતો જતો હતો. પરન્તુ એક વાર તેણે મને એવું ઝેર પાયું કે તેથી હું તેને સામો ધિક્કારવા લાગી ગયો. તે મારાથી અલગ અને છૂટી રહેવા

તથા ફરવા લાગી. આથી હું ગાંડો બની થયો, કારણકે મારૂં મગજ આગથી બળી રહ્યું હતું."

મેં પૂછ્યું: "મહારાજા! જો તમારી પ્રત્યે મહારાણીનો આટલો બધો ધિક્કાર હોય તો પછી તે તમને વધારે કાતીલ દારૂ પાઇને મારી નાંખતી કેમ નથી?"

"તેનું કારણ છે. જો તે મને મારી નાંખે તો લોકો તેને બીજો પતિ પરણવાની ફરજ પાડે અને પોતાનો મનપસંદ પતિ ન મળે ત્યાંસુધી તે મને મારી નાંખી શું કરે? તે સ્ત્રી નથી પણ ડાકણ છે. તે એકલી રહીને જીવવા માગે છે, અથવાતો હું ધારૂં છું કે આજની રાત સુધી—" એમ કહેતાં તેણે લલિત તરફ તીવ્ર દૃષ્ટિપાત કર્યો.

તે આગળ બોલ્યો: "વળી તે જાણે છે કે જોકે હું તેનાથી દૂર ને દૂર રહું છું, તોપણ મારા અંતઃકરણમાં તેની પ્રત્યે લાગણી છે અને તેથી તેના પ્રેમનું પાત્ર થવા ઇચ્છનાર અન્ય પુરૂષ તરફ મારા અંતઃકરણમાં ઈર્ષા પેદા થાય છે, એટલે હું બીજા પુરૂષોનાં હવાતીયાં-માંથી તેનું રક્ષણ કરૂં છું. જે અમીરની પાછળ મેં થોડા વખત ઉપર કૂતરા છોડી મૂક્યા હતા અને જેનો એ કૂતરાઓએ જીવ લીધો હતો, તે અમીરની દુર્દશા કરવાની ઉશ્કેરણી પણ વિજળુલરેહાએજ કરી હતી. તે અમીર આ પ્રદેશમાંનો એક બળવાન સરદાર હતો, મહારાણીની કૃપા પ્રાપ્ત કરવાની તેને ઇચ્છા હતી અને તેનો તુચ્છ-કાર કરવાની મહારાણીની શક્તિ નહોતી, એટલે તેણે મારી દ્વારા તેનો ઘાટ ઘડાવ્યો." પુનઃ લલિત તરફ દૃષ્ટિપાત કરતો તે બોલ્યો: "પણ મારી તરફના તેના આટલા બધા તુચ્છકારનું કારણ હવે મારા સમજવામાં આવ્યું છે. એક પુરૂષ એવો છે કે જેનો બરફ પીગા-ળવાને તે અત્યારે આગ સળગાવી રહી છે."

લલિત અત્યારસુધી ચુપચુપ ઊભો હતો તે હવે બોલ્યોઃ "સાંભળો, મહારાજા! થોડા વખત પહેલાં તમને એ બરફ પીગળતો દેખાયો હતો ?"

"ના; પણ જો તું જુઠું બોલ્યો ન હોય તોપણ તેનું કારણ એ છે કે હજી આગ બરાબર સળગી નથી અને તાપ પૂરેપૂરો લાગ્યો નથી. એક વાર તેને બરાબર સળગવા દો, એટલે પછી તમારે પીગળવુંજ પડશે. વિજળુલરેખાની ઇચ્છાશક્તિની પાસે તમારૂં શું ગજું ?"

"પણ બરફ જો આગથી દૂર નાસી જવા ઇચ્છે તો કેમ? મહારાજા! તમણે મને એવી સૂચના કરી છે કે મારે તમને મારી નાંખવા, પરન્તુ મને તમારો ઘાત કરવાની ઇચ્છા નથી. તમે એમ ધારો છો કે હું તમારી સ્ત્રીને તમારા હાથમાંથી ઝુંટવી લઇશ, પરન્તુ મારી તેવી ઇચ્છા નથી. અમે તમારા આ નગરમાંથી નાસી છૂટવા ઇચ્છીએ છીએ, પરન્તુ આ મહેલના દરવાજા બંધ રહે છે અને અમે તેમાં કેદીઓ છીએ, એટલે નાસી જઇ શકતા નથી. વળી અમારી ઉપર રાત ને દહાડો ચોકીપહેરો રહે છે. અમને છોડી મૂકવાને તમે શક્તિમાન છો અને જો તમે તેમ કરો તો તમે અમને સહેજે દૂર કાઢી શકશો."

મહારાજાએ લુચ્ચાઇથી લલિત તરફ જોયું અને પૂછ્યું: 'જો હું તમને છોડી મૂકું તો તમે ક્યાં જશો ?"

"અમે પેલા અદ્દભુત પહાડ તરફ જવા ઇચ્છીએ છીએ, કારણ કે અમને ત્યાં થોડું કામ છે."

રાજન લલિત તરફ ક્ષણભર તાકી રહ્યો અને બોલ્યોઃ "હું તો ગાંડો છું, પણ તમે પણ શું ગાંડા છો કે આ અગ્નિમુખી પહાડ

તરફ જવા ઇચ્છો છો ? તમારી એ વાત હું માનતો નથી. પણ જો કદાચ માનું તો મને લાગે છે કે તમે બીજા માણસોને તેડી લાવીને અમારી ઉપર હલ્લો કરો, કારણકે એ પહાડપર અમારા અનેક શત્રુઓ છે અને તેઓની મદદ તમને સહુજમાં મળી શકે એવો સંભવ છે. ”

લલિતે પૂરી ગંભીરતાથી કહ્યું : “ હું સોગંદ લઇને કહું છું કે અમારો તેવો ઇરાદો જ નથી. મને તમારી સ્ત્રી જોઇતી નથી કે તમારી જમીનમાંથી એક ખેતરનો ટુકડો પણ જોઇતો નથી. માટે જરા શાણા થઇને અમને અહીંથી છટકી જવામાં મદદ કરો. એમ કરવાથી તમારા માનસિક ત્રાસનો પણ અંત આવશે. ”

રાજન થોડી વાર ચૂપ ઉભો રહ્યો; એટલામાં તેના મગજમાં કાંઇ વાત યાદ આવી, તેથી તે એકદમ ખુશાલીમાં આવી ગયો અને ખડખડ હસી પડયો. તે બોલ્યો: “ પણ પોતાના પ્રિય પંખીને પિંજ-રામાંથી છટકી ગએલું જોઇને વિજ્જુલરેહા શું કરે તેનો હું વિચાર કરૂં છું. તે તમને શોધી કાઢે અને મારી ઉપર તે કોપ કરે. ”

મેં જવાબ આપ્યો: “ હું ધારૂં છું કે તે અત્યારે તમારી ઉપર જેટલી ગુસ્સે થઇ છે તે કરતાં વધારે ગુસ્સે તે થવાની નથી. અમને અત્યારેજ જો છટકી જવા દો તો સવારમાં તો અમે એટલે દૂર પહોંચી જઇશું કે તે ગમે તેટલી શોધખોળ ચલાવશે છતાં અમને શોધી શકશે નહિ. ”

“ ઓ મુસાફર ! તું ભૂલી જાય છે કે વિજ્જુલરેહા અને તેનો બુઢ્ઢો જાદૂગર કળાવંત છે. જેઓ તમને મળવાની રીત જાણી શકયાં તેઓ તમને શોધવાની રીત પણ જાણતાંજ હોય. વળી તે ગુસ્સે

થાય તે તો વધારામાં. જ્યારે તેને ખબર પડે ત્યારે તે શું કરે? એવો પોકાર કરવા લાગે કે 'ઓ મારા જુવાન અતિથિ! તું ક્યાં ગયો? તું જલ્દી પાછો આવ, અને મને તારો બરફ પીગાળવા દે!'" એમ બોલતો રાજન હસી પડયો. પછી એકાએક તેણે પૂછયું: "તમે કયારે તૈયાર થઈ શકશો?"

મેં જવાબ આપ્યો: "માત્ર બે ઘડીમાં."

"વારૂ. તમે તમારા સ્થાનપર જાઓ અને તૈયાર થાઓ. હમણાં જ હું તમને આવી મળું છું."

અમે તુરત ત્યાંથી ચાલતા થયા.

---

## પ્રકરણ ૫ મું.

### શિકાર અને શિકારી.

અમે અમારા ઓરડામાં પહોંચ્યા. માર્ગમાં અમને કોઈ મળ્યું નહિ. પછી અમે તૈયારી કરવા માંડી. પહેલાં અમે અમારાં જૂનાં ગરમ કપડાં પહેર્યાં. પછી જે કાંઇ ખાવાનું અમારી પાસે હતું તે અમે ખાઇ લીધું. ખાણા-પીણાના બીજા જે પદાર્થો અમારી પાસે હતા તે અમે અમારી ચામડાની થેલીઓમાં ભરી લીધા, કારણકે પ્રવાસમાં ફરી અમને કયારે ખાવા-પીવાનું મળી શકે તે કાંઇ કહી શકાય તેમ નહોતું. હથીયારોમાં એક એક મોટી છરી અને એક એક લાંબો ભાલો એટલાં વાનાં અમે સાથે રાખી લીધાં. લલિત બોલ્યો: "કદાચ આ ગાંડા મહારાજાએ આપણને મારી નાંખવાનું કાવતરૂં

રચ્યું હોય, તો આપણે આપણો બચાવ કરી શકીએ તેટલા માટે આટલાં હથીયારો સાથે લેવાં એજ ઠીક."

મેં તેના શબ્દોને ટેકો આપ્યો. રાજનનું છેલ્લું લુચ્ચાઇભર્યું હાસ્ય હજી મને સાંભરતું હતું. તે હાસ્યમાં ભેદ હતો એમ મને તેજ વખતે લાગ્યું હતું. મેં કહ્યું: "એ પણ બનવાજોગ છે. એ ઘેલા પશુ ઉપર મને જરા પણ વિશ્વાસ નથી. છતાં તે આપણને દૂર થએલા જોવા ઇચ્છે છે, એટલે આપણને નાસી જવામાં મદદ કરે એ પણ નહિ બનવાજોગ નથી."

"પણ તેના કહેવાનો ભાવાર્થ એ હતો કે માણસ જીવતો હોય તો તે પાછો ફરે, પણ મરેલો પાછો ફરે નહિ. તમે સમજ્યાને?"

મેં કહ્યું: "પણ મહારાણી વળી કાંઇ જુદુંજ ધારે છે."

લલિતે જવાબ આપ્યો: "તેણે પણ આપણને મૃત્યુની ધમકી આપી હતી."

"કારણકે તેની વિકારવૃત્તિએ અને બદનામીએ તેને ઘેલી બનાવી છે."

અમે ચૂપ રહ્યા, એટલામાં દ્વાર ઉઘડ્યું અને મહારાજા આવી પહોંચ્યો. વેશબાદલો કરવાના હેતુથી તેણે મોટો ઝબ્બો પહેર્યો હતો. તે બોલ્યો: "તમે તૈયાર થઇ ગયા હો તો ચાલો." અમારા હાથમાં ભાલા હતાં તે જોઇને તે બોલ્યો: "તમારે આવાં કશાં હથીઆરો લેવાની જરૂર નથી. તમે કાંઇ શિકાર કરવા જતા નથી."

મેં જવાબ આપ્યો: "ના, અમે શિકાર કરવા જતા નથી, પણ કદાચ અમારો શિકાર થવાનો હોય તો અમે શું જાણીએ?"

લુચ્ચાઈભરી દૃષ્ટિ કરીને તે બોલ્યો: "જો તમને એમ લાગતું હોય કે તમને અહીં ઠીક છે અને છેવટે મહારાણી પોતે જ કંટાળીને તમને જવા દેશે, તો ભલે તમે અહિંજ રહો."

મેં કહ્યું: "ના, ના, એમ અમે માનતા નથી."

તુરત અમે નીકળ્યા. મહારાજા અમારી આગળ આગળ ચાલવા લાગ્યો. કશો પણ અવાજ નહિ કરવાની તેણે અમને સૂચના કરી.

ખાલી ઓરડાઓમાં થઇને અમે બહારની ચાલમાં આવ્યા, અને ચાલ વટાવીને આંગણામાં આવ્યા. તેણે અમને અંધકારમાં રહેવાની સૂચના કરી. ચંદ્ર આકાશમાં વિહરતો હતો અને ચોમેર ચાંદની પથરાઇ રહી હતી. હવે અમે પહેરેગીરોથી રક્ષાયલા બંધ દરવાજામાંથી કેવી રીતે બહાર નીકળી શકીશું તેનો અમને વિચાર થવા લાગ્યો; પણ આ દરવાજો તો અમારી ડાબી બાજુએ રહી ગયો અને એક ઉંચી દિવાલવાળા બગીચામાં અમે રાજનની સાથે સાથે દાખલ થયા. ત્યાં અમે એક છૂપા દરવાજા પાસે આવી પહોંચ્યા. તે દરવાજાને લગાવેલું તાળું રાજને પોતાની સાથે આણેલી કુંચીવડે ઉઘાડ્યું. તુરતજ એ છૂપા દ્વારેથી અમે બહાર નીકળી પડ્યા અને કાળના કૂતરાઓનાં પાંજરાંઓની વચ્ચે થઇને ચાલ્યા. એ પાંજરાની પેલી મેર અમારો મુખ્ય રસ્તો આવેલો હતો.

પરન્તુ એ પાંજરાંની વચ્ચે અમે ચાલ્યા કે તુરતજ એ ભયાનક કૂતરાઓની ગર્જનાઓ થવા લાગી. એ કૂતરાઓ ભૂખ્યા સિંહોની પેઠે પાંજરાંમાં આમતેમ ફરતા હતા અને અમને જોતાંજ તેઓ એકી સાથે ભસવા લાગી ગયા હતા. એ ગર્જનાઓ સાંભળતાં હું ધ્રૂજી ઉઠ્યો. મેં ધાર્યું કે આ ગર્જનાઓ સાંભળીને કૂતરાના રખેવાળો

જાગી ઉઠશે. પરન્તુ રાજન પોતે પાંજરાંના સળીયા પાસે ગયો અને કૂતરાઓએ તેને જોતાંજ ભસવું બંધ કર્યું. પાંજરાં પાસેથી પાછા ફરતાં રાજન બોલ્યોઃ "તમે જરાએ ગભરાશો નહિ. આજે રાત્રે તેમને ભૂખ્યા રાખ્યા છે, કારણકે આવતી કાલે કેટલાક ગુન્હેગારો તેમને ખોરાક માટે મળવાના છે. ભૂખથી અકળાયલા હોવાથી અત્યારે તેઓ જોરથી ભસે છે."

આગળ ચાલતાં અમે નગરના કોટના દરવાજા પાસે પહોંચ્યા. અહીં રાજને અમને એક સ્થળે ભરાઈ બેસવાનું કહ્યું અને અમે તેની સૂચના પ્રમાણે કર્યું. તે ત્યાંથી ક્યાંક ચાલ્યો ગયો. અમે માન્યું કે તે લુચ્ચો અમોને ફાડી ખાનાર કૂતરાઓને જ લેવા ગયો હશે, પરન્તુ થોડી વારમાં ઘોડાના પગના ડાબડાના અવાજ સંભળાવા લાગ્યા અને રાજન બે સુંદર સફેદ ઘોડાને દોરી લાવતો દેખાયો. તે આવતાં બોલ્યોઃ "મેં મારે હાથેજ તેમની ઉપર જીન નાંખ્યું. શું કરૂં ? તમારી ઉતાવળ હું જાણતો હતો એટલે બીજો કશો ઉપાય નહોતો. હવે તમે બેઉ ઘોડા પર બેસી જાઓ અને તમારાં મ્હોં ઝબ્બા હેઠળ છુપાવી દો અને પછી મારી પાછળ પાછળ ચાલ્યા આવો."

અમે ઘોડા ઉપર બેઠા અને રાજન અમારા ભોમીયાની પેઠે ઉતાવળો ઉતાવળો આગળ ચાલવા લાગ્યો. થોડી વારમાં અમે નદીકાંઠે પહોંચી ગયા. ત્યાં એક મોટી હોડી કાંઠા પરજ બાંધેલી તરતી હતી. રાજન બોલ્યોઃ " હવે તમે ઘોડા સાથે આ હોડીમાં બેસી જાઓ ! નદીપર થઇને જવાના પુલ ઉપર પહેરેગીરો છે, એટલે પુલ પર થઇને તમને હું લઈ જઈ શકું તેમ નથી, કારણકે હું ઓળખાઈ જાઉં તો કમબખ્તી થાય." રાજનની આ સૂચના અમે માન્ય કરી લીધી. કાંઇક મુશ્કેલીથી ઘોડાને પણ અમે હોડી પર ચડાવ્યા. મેં બેઉ ઘોડાની

લગામો પકડી રાખી અને લલિતે હલેસાં લઇને હોડી આગળ ધપાવવા માંડી. અમારી હોડી ચાલવા લાગી એટલે રાજન બોલ્યોઃ "હવે ઉતાવળે ચાલ્યા જાઓ અને એ પર્વતના પ્રેતાત્માને પ્રાર્થના કરજો કે પેલો ઘરડો ઘુવડ અને તેની ચેલી—ઓ જુવાન મુસાફર! એ ચેલી તે તારી પ્રેમિકા, સમજ્યો ને? એ બેઉ તમને પોતાના જાદૂઈ દૂરબીનમાંથી જોઇ જાય નહિ! જો તેઓ તમને નાસી જતા જોશે કે જાણશે તો એક વાર ફરીથી આપણને ભાગવું પડશે, સમજ્યા?"

અમારી હોડી જોરથી આગળ ધપવા લાગી એટલે રાજન પોતાનું પેલું ભયંકર હાસ્ય હસવા લાગ્યો અને અમારી પાછળ બોલવા લાગ્યોઃ "જલ્દી નાસો, જલ્દી નાસો, મોત તમારી પાછળ પડયું છે, માટે જલ્દી નાસો!"

પરન્તુ લલિતે હલેસાં બંધ કરીને હોડીને જરા ધીમી પાડતાં મને કહ્યુંઃ "આપણે હોડીને જરા પાછી હંકારીને કિનારે ઉતરી પડી આ લુચ્ચા રાજનને ઠાર કરવો જોઇએ, કારણકે એ હારામખોરના મનમાં કાંઇ દગો હોય એવું મને લાગે છે."

લલિત આ શબ્દો અંગ્રેજીમાં બોલ્યો હતો એટલે રાજન સમજી શકે તેમ નહોતું, પરન્તુ અમારા સ્વર ઉપરથી અને અમે પરભાષામાં વાતચીત કરી હતી તે ઉપરથી તેને પણ અમારી ઉપર વહેમ પડી ગયો હોય તેમ જણાયું. તે બોલ્યોઃ "ઓ મૂર્ખાઓ! હવે તો બહુ મોડું થઇ ગયું છે!" એમ કહીને ભયંકર રીતે હસતો તે મૂઠીઓ વાળીને નગર તરફ દોડવા લાગ્યો. તે એટલી ઝડપથી દોડયો કે તેનો ઝબ્બો પવનથી ઉડીને તથા તેના શરીરપરથી નીકળીને અંધકારમાં ગેબ થઇ ગયો! મેં લલિતને કહ્યુંઃ "ભાઇ! હવે હોડી આગળ ચલાવ; એ તો ગયો."

પાણીનો પ્રવાહ જોરદાર હતો એટલે અમે નદીની પેલે પાર સીધી રીતે જઇ શકયા નહિ પણ પ્રવાહની દિશાએ સારી પેઠે આગળ ઘસડાયા. છેવટે મોડે મોડે અમે સામે કિનારે પહોંચ્યા. ત્યાં પાણી સ્થિર હતું એટલે હોડી થોભાવીને અમે ઉતર્યા તથા ઘોડાને પણ ઉતાર્યા. હોડીને તાણી બાંધવાનો અમને અવકાશ નહોતો, એટલે તેને વહેવાજ દીધી અને અમે ઘોડાપર સવાર થયા. દૂર દૂર પહાડના મુખ ઉપર પ્રકાશ પથરાયલો હતો અને ધુમાડો નીકળતો હતો તે દિશા ઉપર લક્ષ રાખીને અમે આગળ ચાલવા માંડયું.

શરૂઆતમાં અમને રસ્તોજ હાથ લાગ્યો નહિ એટલે અમે ખેતરો અને ખાઇઓની વચ્ચે થઇને ચાલવા માંડયું. કેટલીક ખાઇઓ ઓળંગી શકાય તેવી નહોતી એટલે તેની ઉપરના પૂલો શોધવા માટે અમારે ખૂબ ચક્રાવા લેવા પડયા અને વખત ગાળવો પડયો. બેએક કલાકના આવા શ્રમ પછી એક ગામડું અમારા જોવામાં આવ્યું અને ત્યાંથી અમને પર્વત તરફ જતો દેખાતો રસ્તો હાથ લાગ્યો, પરન્તુ પાછળથી અમને જણાયું કે તે રસ્તાએ તો અમને ખૂબ ભુલાવામાં નાંખીને ખરા રસ્તાથી માઇલોના માઇલ દૂર લઈ જઇને છોડયા હતા!

પરોઢ થતાંજ ચંદ્ર અસ્ત પામ્યો એટલે અંધારૂં થવાથી અને માર્ગ ભૂલવાના ભયથી અમે આગળ ચાલવાનું બંધ કર્યું. ઘોડા આસપાસ ઉગેલું ઘાસ ચરવા લાગ્યા. પ્રભાત થતાંજ ઘોડાને પાસેની એક નહેરમાં પાણી પાઇને અમે સવાર થયા તથા આગળ પ્રવાસ કરવા લાગ્યા. જેમ જેમ અમે આગળ વધવા લાગ્યા, તેમ તેમ અમારામાં આનંદનો સંચાર થવા લાગ્યો. એ અભાગીયું કાલુન નગર, પેલી મદઘેલી ડાકણ વિજ્જુલરેહા, તેનો પાપી અને જાદુગર દાદો, એ ઘાતકી

ગાંડો રાજન: એ બધાંને દૂર દૂર છોડીને જેમ જેમ અમે પહાડ તરફ આગળ વધતા હતા, તેમ તેમ અમને આનંદ તથા ઉલ્લાસ સ્ફુરતા હતા. વર્ષોથી જે ભેદ શોધી કાઢવાને અમે ઘર મૂક્યું હતું તે ભેદની નજીક અમે પહોંચતા જતા હતા; હવે કાંતો અમે એ ભેદ શોધીશું અને કાં તો મરીશું; એ લાંબા સમયની અમારી આશા પૂરી થવાનો સમય નજીક ને નજીક આવતો હતો.

ઘણો વખત અમારો રસ્તો ખેતરોમાં થઇને પસાર થયો. ખેતરોમાં કામ કરતા ખેડૂતો અમને રસ્તે પસાર થતા આશ્ચર્ય અને ઉત્સુકતાથી જોઇ રહેતા. કેટલીક સ્ત્રીઓ તો અમને જોતાંજ પોતાનાં રમતાં બાળકોને ઉચકી લઇને નાસવા લાગતી; તેઓ અમને રાજનના લાનકી પાસવાનો માનતી અને અમે તેમને કાંઇ હરકત કરીશું એમ સમજીને દૂર નાસી જવા યત્ન કરતી. બપોર થતાં પહાડ કાંઇક નજીક દેખાવા લાગ્યો, એટલે જમીનનો પ્રકાર બદલાવા લાગ્યો. જમીન ધીમે ધીમે ચઢાણમાં આવતી હતી અને ત્યાં ખેતી થઇ શકતી નહોતી. અહીંના બધા પ્રદેશનો આધાર વરસાદ ઉપર હતો. આ વર્ષે હજી સુધી જોઇતો વરસાદ પડયો નહોતો. આથી ખેતરોમાં ઊભો પાક ચીમળાતો અને મરતો જતો હતો. ભૂખ્યાં ઢોરને ઘાસનાં બેચાર તરણાં માટે આમતેમ ભટકતાં જોવાનું દૃશ્ય ખરેખર કરુણાજનક હતું. કોઇ કોઇ તો અમને પોતાનો વરસાદ ખેંચી લેનાર પરદેશીઓ તરીકે ઓળખતા હતા અને કહેતા હતા કે "કૃપા કરીને અમારો વરસાદ અમને પાછો મોકલી આપો, નહિતો અમે મરી જઇશું." એક સ્થળે તો અમારી ઉપર ક્રોધે ભરાયલા ખેડૂતોનું ટોળું અમારી ઉપર હલ્લો કરે તેવું લાગ્યું, એટલે અમે અમારા ઘોડા દોડાવી ગયા ત્યારેજ બલામાંથી છૂટયા. જેમ જેમ અમે આગળ ચાલ્યા તેમ તેમ વસતી ઓછી

થતી દેખાઈ. કોઇ કોઈ જગ્યાએ માત્ર ઢોરનાં ટોળાં ઘાસચારા માટે ભરવાડોની દેખરેખ હેઠળ ભટકતાં દેખાતાં હતાં.

સાંજે અમે પહાડી જાતોની વસતીવાળા પ્રદેશમાં આવી પહોંચ્યા હોઇએ એમ લાગ્યું. અહીં મોટા મોટા પત્થરના બૂરજ ઠેરઠેર દેખાતા હતા. તે લડાઇના વખતમાં સૈનિકોને રાખવા માટે બંધાયા હશે કે તેની ઉપર ચડીને આસપાસનું નિરીક્ષણ કરી શકાતું હશે તે કાંઇ અમારા સમજવામાં આવ્યું નહિ. સૂર્યાસ્ત થતાં અમે એ બૂરજોને મૂકીને પણ આગળ વધી ગયા અને એક મોટા નિર્જન મેદાનમાં આવી પહોંચ્યા. અહીં થોડો વખત ઘોડાને આરામ આપીને પછી ચંદ્રને અજવાળે આગળ વધવું એવો અમારો ઇરાદો હતો, કારણકે અમારી ઉપર ગુસ્સે થએલી કાલુનની મહારાણીનો અમને ભય લાગતો હતો એટલે માર્ગમાં વધુ વખત ખોટી થવાની અમારી હીંમત ચાલતી નહોતી. બરાબર આ સાંજને વખતેજ મહારાણીને અમે નાસી છૂટયાની ખબર પડી હશે એમ અમે માનતા હતા, કારણકે લલિતે મહારાણીને છેલ્લો જવાબ આપવા માટેનોજ એ વખત હતો. અમે ધાર્યું કે અત્યારે તો તેના ચાકરો અમારી શોધખોળ માટે નીકળી પણ ચૂકયા હશે.

અમે ઘોડાપરનો સામાન ઉતારી નાંખ્યો અને તેમને એ મેદાનની રેતીમાં જરા છૂટથી આળોટવાની મોજ માણવા દીધી. અમે બાજુએ બેસીને અમારી સાથે આણેલું ભાથું ખાવા લાગ્યા. મારો ઘોડો આળોટતો હતો એટલામાં લલિતે જોયું કે તે ઘોડાના પગના દાબડામાં કાંઇ લાલ-લાલ દેખાય છે. તેણે મને પૂછયું: " કાકા ! તમારા ઘોડાને પગે કાંઇ વાગ્યું છે ? તેના દાબડામાં આ લાલ લાલ લોહી જેવું શું દેખાય છે ?" ઘોડો ફરીથી આળોટયો ત્યારે મને પણ કાંઇક લાલ લાલ દેખાયું. તેમાંથી કસ્તુરી અને લોહીના મિશ્રણ જેવો કાંઈ વિચિત્ર મિશ્ર ગંધ

નિકળતી હતી. લલિત બોલ્યો: "કદાચ ઘોડાના પગના દાબડાના રક્ષણ માટે અહીંના લોકો તેને કાંઇ દવા લગાડતા હશે."

મેં ક્ષણવાર વિચાર કરી જોયો અને મને એક ભયંકર ખ્યાલ આવ્યો. મેં કહ્યું: "લલિત! હું તને ડરાવવા ઇચ્છતો નથી, પણ હું ધારૂં છું કે આપણે એકદમ ઘોડાપર જીન નાંખીને આગળ પ્રવાસ કરવા લાગીએ તો ઠીક."

લલિતે પૂછ્યું: "કેમ વારૂ?"

"હું ધારૂં છું કે એ લુચ્ચા રાજનેજ આપણા ઘોડાને પગે દવા લગાવી છે.'

"શામાટે? શું તેમને લૂલા બનાવવાનો તેનો આશય હશે?"

"ના, લલિત! સકી જમીન ઉપર તીવ્ર ગંધ ફેલાવનારી દવા એ લુચ્ચાએ ઘોડાના દાબડામાં ચોપડી છે."

લલિત વિચારવશ અને ચિંતાતુર બની ગયો. તે બોલ્યો: "તમે ધારો છો કે એ ગંધને આધારે શિકારી કૂતરાને અહીં લાવવાનો એ દુષ્ટનો આશય હશે, એમજને?"

"હા." હવે જરા પણ વાર ન કરતાં અમે ઉતાવળે અમારા ઘોડાપર જીન નાંખ્યાં. ઘોડાને છેલ્લો તંગ બાંધ્યો એટલામાં દૂરદૂરનો કાંઇ ધીમો અવાજ મારે કાને પડવા લાગ્યો. મેં કહ્યું: "સાંભળ્યું?" એટલામાં તો બીજી વાર અવાજ આવ્યો. એ કૂતરાના ભસવાનોજ અવાજ હતો, તે વિષે કશી શંકા નહોતી.

લલિત બોલ્યો: "ખરેખર, એ પેલા કાળના કૂતરાજ છે."

'હા." મેં શાંતિથી જવાબ આપ્યો. મારાં જ્ઞાનતંતુઓ કઠણ થયાં. મેં કહ્યું: "રાજન શિકાર કરવા નીકળ્યો છે. તે છેલ્લી વખત હસ્યો હતો તેનો અર્થ પણ આ જ."

લલિતે પૂછ્યું: "ત્યારે હવે શું કરીશું ? આ ગંધ ફેલાવનારા ઘોડાને અહીંજ છોડીને જઇએ તો કેમ ?"

મેં ચોપાસ જોયું. મેદાન સપાટ અને વિશાળ હતું. મેં કહ્યું: "આપણે પગે ચાલીને નજીકની ટેકરીની પાછળ છુપાઇ જઇએ તેટલો હવે વખત નથી. ઘોડાને મારી નાંખીને કૂતરા આપણને જોતાંજ આપણી તરફ દોડી આવશે, કારણકે આ સપાટ મેદાનમાં તેઓ આપણને જોયા વિના રહેવાના નથી. માટે હવે તો ઘોડા પરજ જવું અને ઘોડાને એવા મારી મૂકવા કે કૂતરા અહીં પહોંચે તે પહેલાં આપણે ખૂબ દૂર નીકળી જઇએ."

અમે તત્ક્ષણ ઘોડાપર ચડી બેઠા, પરન્તુ તેમને હાંકયા પહેલાં મેં પાછું વાળીને જોયું. મેં જોયું કે દૂરના ઢોળાવ પર બે ઘોડેસવારો અને કૂતરાંઓનું એક ટોળું ધસમસ્યાં આવતાં હતાં. લલિત બોલ્યો "આખું ટોળું લઇને આવ્યો છે અને વળી સાથે એક માણસને પણ લાવ્યો છે. હવે મને સમજાયું કે આપણને સાથે ભાલા નહિ રાખવાનું તે શામાટે કહેતો હતો. બસ, હવે હું ધારૂં છું કે શામને જે ભેદી ભવિષ્યવાણી ઉચ્ચારી હતી તે આજે ખરી પડયા વિના રહેવાની નથી."

એક ટેકરીની દિશાએ અમે વધતા જતા અંધારામાં ઘોડા દોડાવતા નાસવા લાગ્યા. અમારા ઘોડા ઠીક તાજા થએલા હતા અને ઝડપી હતા; તેમ કૂતરા પણ ભૂખ્યા, અધીર અને ઝડપી હતા. જેમ અમે બે જણા હતા તેમ તેઓ પણ બે જણા હતા. પણ કદાચ તેની પાછળ બીજા માણસો આવતા હોય એ બનવાજોગ હતું; જ્યારે અમારી મદદે કોઇ આવે તેમ હતુંજ નહિ, એટલે જો અમે કાંતો ખૂબ દૂર નાસી જઇએ અથવાતો

કોઇ એવી જગ્યાએ ભરાઇ જઇએ કે જ્યાં તે આવી શકેજ નહિ તોજ અમે જીવતા રહી શકીએ તેમ હતું. પરન્તુ આમ બનવું અશક્ય હતું કારણકે એ કૂતરાઓ એટલા ઘાતકી અને શિકારપ્રિય હતા કે એક વાર લોહીની ગંધ આવ્યા પછી તેઓ શિકારની પાછળ પડીને તેનો જીવ લીધા વિના રહેજ નહિ, અને અમારા ઘોડાના પગના દાબડા લોહી-થી ખરડવામાં આવ્યા હતા એ તો હું ઉપર જણાવી ગયો છું. કદાચ એ લોહીની ગંધ દૂર થાય તો એ કૂતરાઓ અમને શોધી શકે નહિ, પરન્તુ ઘોડાના પગના દાબડાને એવી તીવ્ર ગંધવાળું લોહી લગાડેલું હતું કે એને ધોઈ નાંખવામાં આવે તોપણ દિવસો સુધી ઘોડાના દાબડામાં એ ગંધ ભરાઈ જ રહે ! જો અમે ઘોડાને છોડીને નાસી છૂટીએ અને કોઈ જગ્યાએ છૂપાઈ બેસીએ તો બચી જઇએ ખરા, પરન્તુ એ વિશાળ મેદાનમાં છુપાઇ બેસવાનું સ્થાન મળે એ મુશ્કેલ હતું. એવું સ્થાન ન મળવાને પરિણામે તો અમે દેખાઇ જઇએ, ગંધથી ઓળખાઇ જઇએ અને પછી--

ખરેખર, બધા સંજોગો અમારી વિરૂદ્ધમાંજ હતા. પરન્તુ અમે એ શિકારી ટોળીથી લગભગ ૩ માઇલ જેટલા દૂર હતા અને તેઓ અમારી નજીક પહોંચે તે પહેલાં પહાડમાંથી અમને કાંઇ અણધારી મદદ મળી જાય એટલી માત્ર આશા હતી. આ કારણથી અમે દિવસના બાકી રહેલા પ્રકાશમાં ઘોડાને ખૂબ જોરથી હાંકીને દૂર ને દૂર નાસી જવા માંડયું. પરન્તુ થોડી વારમાં પ્રકાશ ચાલ્યો ગયો. ચંદ્રોદય થયો પણ ચંદ્ર પહાડની પાછળ છુપાયો હતો એટલે ચોમેર અંધારૂં પથરાઈ ગયું. ઘોડા પડે-આખડે અને લૂલા થાય એવા ભયથી અંધકારમાં અમારે ઘોડાની ઝડપ ઓછી કરવી અને શિકારી કૂતરાની ઝડપ અંધકારમાં કાંઇ ઓછી થાય તેમ

હતું જ નહિ. પરન્તુ એટલામાં પહાડના શિખર પરથી અગ્નિનો કારમો ભડકો સળગવા લાગ્યો અને તેનો વિજળી જેવો તેજસ્વી પ્રકાશ આકાશમાં છવાઈ ગયો. એ પ્રકાશનું લાલ–લાલ પ્રતિબિમ્બ અમારી ઉપર વરસી રહ્યું. આ પ્રકાશ અમને એ ખડબચડી ભૂમિમાં પ્રવાસ કરવાને માટે બહુ મદદગાર થઈ પડ્યો. એ પ્રકાશથી ઉતાવળે પ્રવાસ કરવાને મદદ ન મળી હોત તો, અમે જરૂર પકડાઇ જાત. આ પ્રમાણે પહાડમાંથી અમને અણધારી મદદ મળી ખરી; અને જ્યાં ચંદ્ર જરા ઉંચે ચડ્યો અને તેનો પ્રકાશ ચોમેર પથરાયો ત્યાં એ અગ્નિનો ભડકો એકદમ બુઝાઈ ગયો અને માત્ર શિખર પર લાલ ધુમાડો જ દર્શન દેવા લાગ્યો.

અમારી પાછળ દોડ્યા આવતા કાળના કૂતરાઓનાં પગલાંનો એકસરખો અવાજ, તેમની ગર્જનાઓ, ભસવા–ઘુરકવાનો અવાજ એ બધું હવે વધારે ને વધારે સ્પષ્ટ સંભળાતું જતું હતું. એ કૂતરાઓમાંનો એક જબરદસ્ત આગેવાન કૂતરો હતો. **રાજન** તેને '**શાહ**' ને નામે બોલાવતો. એ **શાહ** એક હથીયારબંધ માણસને પણ હરાવી ઠાર કરવા શક્તિમાન હતો. પેલા અમીરને આ કૂતરાટોળીએ ફાડી ખાધો ત્યારે **શાહ**નું પરાક્રમ મેં જોયું હતું અને તેનો સ્વર હું ઓળખતો થઈ ગયો હતો. આ વખતે **શાહ** અમારાથી માત્ર અર્ધો માઇલ દૂર હશે, એમ મેં તેની ગર્જના ઉપરથી પારખી લીધું. ચંદ્રના પ્રકાશમાં અમે એટલી ઝડપથી ચાલી શક્યા કે બે કલાક સુધી તો અમે કૂતરા અને અમારી વચ્ચેનું અંતર નભાવી રાખ્યું, પરન્તુ તેથી અમારા ઘોડા ખૂબ થાકી ગયા અને તેમને શરીરે પરસેવાની ધારાઓ છૂટવા લાગી. તેઓ એટલા હાંફતા હતા કે તેમને મ્હોંએ ફીણ આવતાં હતાં અને ઉતાવળે ચલાવવાને અમારી તરફથી તેમને

ભાલાના દાંડાનો માર ઉપરાઉપરી પડયે જ જતો હતો. મને લાગ્યું કે આ બિચારા ઘોડા હવે થોડા જ વખતના મહેમાન છે, કારણકે તેઓ થાકથી જ કદાચ મરી જશે.

હવે ઉંચી–નીચી અને ખડકોવાળી જમીન આવી. એક ઉંચા ખડક ઉપર ઘોડાને લઈ જઇને અમે પાછળ જોયું તો એ શિકારી ટોળી અમારી નજરે પડી. માર્ગમાં કેટલાક કૂતરા રોકાઈ જવાથી કે બીજો કાંઈ શિકાર મળવાથી અત્યારે કૂતરાનું ટોળું નાનું દેખાતું હતું. રાજેન તેમની સાથે જ હતો, પરન્તુ તેની સાથેનો બીજો માણસ હવે દેખાતો નહોતો. કદાચ તેનો ઘોડો થાકવાથી પાછળ રહી ગયો હોય. અમારા ઘોડાએ એ ટોળાંકી જોઇ અને અમે જીંદગી બચાવવાને જ નાસતા હતા તે ઘોડાઓ પણ જાણતા જ હોવાથી કૂતરા જોઇને હવે તેઓ છલંગ મારતાક ઉતાવળે દોડવા લાગ્યા. ભયને લીધે તેમની ગતિમાં વધુ જોર આવ્યું અને વધુ ચાર માઈલસુધી અમે એકધારી રીતે દોડ્યા. નજીકમાં એક નદી વહેતી જતી હોય તેમ પાણીના અવાજ ઉપરથી અમે જાણી શકયા. વૃક્ષોના એક ઝુંડને ભેદીને અમે આગળ ચાલ્યા, અને પાછું એક મેદાન આવ્યું. હવે ઘોડા વધુ આગળ ચાલી શકે તેમ લાગ્યું નથી. મેં લલિતને બૂમ મારીને કહ્યું: "પાછો ફર એટલે આપણે ઝુંડમાં સંતાઈ જઇએ." અમે તેમ કર્યું અને ઝુંડની પાસે પહોંચીને ઘોડાપરથી ઉતર્યા, એટલામાં કૂતરા તદ્દન નજીક આવી પહોંચ્યા અને અમારાથી પચાસેક વારના અંતર પરથી તેઓ પસાર થઇ ગયા. મેં કહ્યું: "લલિત! ગંધ પારખીને કૂતરા પાછા ફર્યા વિના રહેશે નહિ, માટે દોડ, સામે દેખાતી ખડકની પાછળ ચાલ્યા જઈએ." જે રસ્તેથી કૂતરા પસાર થયા હતા, તે રસ્તાને વીંધીને અમે સામી દિશાએ આવેલી ખડક તરફ દોડ્યા. કૂતરા ઘોડાની

ગંધ પારખતા આગળ વધીને પાછા ફર્યાં તે પહેલાં અમે ખડક સુધી પહોંચી ગયા, અને કૂતરાની નજર અમારી ઉપર પડી શકી નહિ. ખડક પાસે પહોંચીને અમે કૂતરાની દોડ જોતા જરા ઊભા રહ્યા. કૂતરા ઝુંડ તરફ પાછા ફર્યાં અને તુરત દેખાતા બંધ થયા. ખડકની પાછળ જઇને તેની સાથે અમે આગળ ને આગળ દોડવા લાગ્યા; પરન્તુ પાછું વાળીને જોતાં જોયું કે અમારા બિચારા ઘોડા ઝુંડની પાછળના ભાગમાં આવેલા ખુલ્લા મેદાનમાં ચારે પગે છલંગો મારતા દોડતા હતા અને કૂતરાની હાર તેમના પાછળ પડી હતી. જે માર્ગે અમે આવ્યા હતા તે માર્ગે ઘોડા પાછળ દોડી રહ્યા હતા. અત્યારે તેમની ઉપર અમારા શરીરનો બોજો નહોતો અને વળી જીવ જવાનો ભય હતો એટલે તેઓ સારી પેઠે ઝડપથી દોડી શકતા હતા; છતાં અમે જાણતા હતા કે તેઓ કૂતરાની ચોટમાંથી વધુ વખત બચી શકે તેમ નથી. વળી મેં જોયું કે રાજન અમારી યુક્તિ કળીને પોતાના ઘોડાપર બેઠો બેઠો કૂતરાને નાસતા ઘોડા પાછળથી પાછા બોલાવતો હતો. પરન્તુ કૂતરા કાંઇ પોતાનો શિકાર છોડીને પાછા ફરે તેમ હતુંજ નહિ. લોહીની તીવ્ર ગંધ કે જે સુંઘી સુંઘીને કૂતરા અહીંસુધી આવ્યા હતા, તે તો ઘોડાનાં પગલાંથી આવી રહી હતી, એટલે ઘોડાને છોડીને કૂતરા પાછા ફરે શાના ?

મારી ઉમ્મર પાકી થઇ હતી એટલે મારાથી લલિતના જેટલી ઝડપથી દોડી શકાતું નહોતું, જો કે હું ઉમ્મરના પ્રમાણમાં મજબૂત અને જુવાન ગણાઉં તેવો હતો. અધૂરામાં પૂરે મારે ડાબે પગે ઠેસ વાગી અને હું ઘવાયો. મેં લલિતને કહ્યું: "તું તારે આગળ દોડી જા, મારી ચિંતા ન કર, મારૂં જે થવાનું હશે તે થશે" એક વાર જો અમે નદીસુધી પહોંચી જઇએ તો નદીના પાણીમાં અમારી ગંધ ધોવાઇ જાય

અને કૂતરા અમારી પાછળ આવી શકે નહિ એમ અમારૂં માનવું હતું, પરન્તુ એટલામાં તો શાહની ગર્જના મારે કાને પડી. હું સમજી ગયો કે કૂતરાની ટોળીને ઘોડાઓ તરફથી પાછી ફેરવીને અમારી પૂઠ પકડવામાં રાજન સફળ થયો હોવો જોઈએ. બસ, હવે અમારે મોતની સાથેજ લડવાનું આવી પહોંચ્યું હતું. મેં કહ્યું: "લલિત ! મારે પગે વાગ્યું છે અને મારાથી દોડી શકાતું નથી, હું ખોડંગતો ધીમે ચાલીશ અને તું મારી સાથે રહીશ તો આપણે બેઉ કૂતરાના શિકાર થઈશું. માટે તું તારે દોડયો જા, અને હું પાછળ કૂતરાનો શિકાર થઇશ તો કશી ચિંતા નથી. તેથી હું કૂતરાને અહીં થોડો વખત રોકી રાખવામાં સફળ થઇશ અને તેટલા વખતમા તું નદી સુધી પહોંચીને બચી જઇ શકીશ; માટે તું જા ! આપણે જે કામે નિકળ્યા છીએ તે કામ તારૂં છે, મારૂં નથી. માયા તારી રાહ જુએ છે, મારી નહિ. વળી હું જીવનથી પણ કંટાળેલો છું અને મૃત્યુજ મને પ્રિય લાગે છે."

લલિત બોલ્યો: " કાકા ! ચૂપ રહો ! કદાચ તમારો સ્વર તેઓ સાંભળી જશે." એમ કહીને મારો હાથ પકડીને લલિત મને ટેકો આપતો દોરવા લાગ્યો.

અમે પાણીની તદ્દન નજીક પહોંચી ગયા હતા. મને તરસ પણ સારી પેઠે લાગી હતી; પરન્તુ કૂતરા અમારી નજીક પહોંચી ગયા હતા. તેમનાં પગલાં અને રાજનના ઘોડાના પગનો અવાજ તદ્દન નજીક સંભળાતા હતા. નદીના પાણીથી જરા દૂર કાંઠાપર ખડકોનું થોડું ઉંચાણ હતું ત્યાં અમે પહોંચ્યા હતા. લલિત બોલ્યો: " આપણે પાણી સુધી પહોંચી શકીએ તે પહેલાં તેઓ પહોંચી જશે; માટે હવે અહીંજ થોભો એટલે તેઓ ક્યાં છે તે જરા જોઈ લેવાય."

અમે પાછું વળીને જોયું, તો કૂતરા સોએક વાર જેટલે દૂર દેખાયા;

પરન્તુ પ્રભુની એટલી કૃપા થઈ હતી કે એ ટોળામાં હવે માત્ર ત્રણ કૂતરા રહ્યા હતા! બાકીના કૂતરા ઘોડાની પાછળ પડીને તેમનો શિકાર કરી ચૂક્યા હોવા જોઈએ અને તે ઉજાણી જમવામાંથી નવરા પડીને અહીં પહોંચે તેમ નહિ હોય એમ મને લાગ્યું. એ ત્રણ કૂતરામાં જાણીતો ઘાતકી શિકારી શાહ પણ હતો અને બીજા બે પણ ભયંકર અને જબરદસ્ત લાગતા હતા. વળી જંગલી રાજન તો તેમની સાથે હતોજ. આ ત્રણ કૂતરા અને ચોથો તેમનો માલેક એ ચારની સાથે હવે અમારે લડવાનું હતું. લલિત બોલ્યો: "જો તમે કૂતરાને કોઈ પણ રીતે રોકી રાખી શકશો, તો હું રાજનની સાથેનો હિસાબ તો ચુકાવી લઈશ." એમ કહીને તેણે પોતાની હથેળીઓને સૂકી રેતીમાં મસળીને હાથ કોરા કર્યાં. મેં પણ તેમ કર્યું. પછી કપડાંની બાંયો ચડાવી એક હાથમાં ભાલો અને બીજા હાથમાં છરા, એ પ્રમાણે અમે લડવાને તૈયાર થઈને ઊભા.

હવે અમે કૂતરાની નજરે પડી ગયા હતા, અને કૂતરા ભસતા ભસતા દોડ્યા આવતા હતા. નજીક આવતાં તો તેઓએ એવો ધસારો કર્યો કે હું બ્હી ગયો, કારણકે નજીકમાંથી તેઓ અત્યંત ભયંકર અને લગભગ સિંહ જેટલા જબરદસ્ત દેખાતા હતા. તેમાંનો એક કૂતરો સહેજ નાનો હતો અને તે બીજા બે કૂતરાઓથી જૂદોજ દોડ્યો આવતો હતો. મારી પાસે આવી પહોંચતાંજ તેણે તુરતજ મારા ગળા સામે છલંગ મારી! હું પણ ભાલું ઉગામીને તેની સામે ધર્યો અને એવા જોરથી તે કૂતરાને માર્યું કે કૂતરો મારી કોટે બાઝી શકે તે પહેલાં ભાલાની અણી તેના ગળા અને પગની વચ્ચેના ભાગમાં ઘુસી ગઈ! કૂતરો તેથી ઘવાઈને નીચે પડ્યો અને તે સાથે મેં પણ ભાલું હાથમાંથી છટકતાંજ પછાડ ખાધી. જ્યારે હું પાછો ઊભો થયો ત્યારે કૂતરો રેતીમાં

આળોટતો હતો અને ભાલાની લાકડીને મ્હોંથી બચકાં ભરતો તરફડતો હતો. બીજા બે કૂતરાએ લલિત ઉપર ધસારો કર્યો, પરન્તુ તેઓ લલિતને બાઝી શકયા નહિ, છતાં તેના કપડાની ચાળ ફપાઈ ગઇ. લલિતે તેમાંના એક તરફ ભાલો ફેંકયો પણ તે કૂતરાને વાગ્યો નહિ અને જમીનમાં પેસી ગયો. પરન્તુ કૂતરા ત્યારપછી તુરત ધસારો લાવ્યા નહિ. તેઓ જરા દૂર ઊભા રહીને જોરથી ભસવા અને દાંતીયાં કરવા લાગ્યા. અમારી પાસેથી ભાલા તો ગયા હતા એટલે હવે તેઓ નિર્ભય હતા.

રાજન પોતાના ઘોડાપર બેઠો બેઠો અમારી સામે તાકી રહ્યો હતો અને કૂતરાની સાથે અમે આદરેલી લડાઇથી તેનો ચહેરો ગુસ્સાથી લાલચોળ થઇ ગયો હતો. મને પહેલાં તો લાગ્યું હતું કે અમારાથી ડરીને તે લડાઇમાં નહિ ઉતરે, પરંતુ તેના ચહેરાપરથી જણાયું કે તે મારવા કે મરવાને હવે તૈયાર થઈ ગયો હતો. તેના પાસે ભાલો નહોતો, પરન્તુ પોતાની ટુંકી તલ્વાર તેણે મ્યાનમાંથી કાઢી અને તલ્વાર અમારી સામે કરીને કૂતરાને અમારી ઉપર ધસી જવા તે ઉશ્કેરવા લાગ્યો. કૂતરા ખરેખર ઉશ્કેરાયા અને તેમણે લલિત ઉપર છલંગો મારી, તે સાથે રાજન પણ લલિત ઉપર ધસ્યો! ત્યારપછી શું બન્યું તેની વિગતો મારા ધ્યાનમાં નથી, પરન્તુ ખરી વાત એ બની હતી કે મારો છરો મેં એક કૂતરાના પેટમાં પેસાડી દીધો હતો એટલે તે જમીનદોસ્ત થઈ ગયો હતો; પરન્તુ ત્રીજા કૂતરાએ—કૂતરાઓના સરદાર શાહે મારા જમણા હાથની કોણી હેઠળના ભાગને એવું સખ્ત બચકું ભર્યું કે તેની દાઢો હેઠળ મારા હાથનું હાડકું તડાતડ તૂટતું જણાયું. આથી મારા હાથમાંથી છરો છુટી ગયો અને હું હથીયાર વિનનો બની ગયો. કૂતરાએ મારા પાયજામાને મ્હોંમાં પકડી મને ભોંયે પાડવા યત્ન કર્યો અને મેં તેને જોરથી લાત મારી પણ તેણે મને છોડયો.

નહિ. હું ઘુંટણભર પડી ગયો, એટલામાં એક મોટો પથરો મારા હાથમાં આવ્યો, તે લેતોક હું ઊભો થયો. મેં એવા જોરથી એ પથરો તેના ખોપરી પર છૂટો માર્યો કે તેણે મને છોડી દીધો. પરન્તુ તે નજીકથી ખસ્યો નહિ અને ભસવા લાગ્યો. હજી તેની ચોટ મારી ઉપરજ હતી, પરંતુ પત્થર વાગવાથી તેની શક્તિ કાંઇક ઓછી થએલી મને જણાઇ. આ પ્રમાણે કૂતરો અને માણસ એક બીજા ઉપર બચાવનો અને સામા ઉપર હલ્લો કરવાનો ચક્રવ્યૂહ ખેલી રહ્યા! કૂતરા સાથેની મારી લડાઇમાં એક વાર મારા જોવામાં એવું આવ્યું કે લલિત અને રાજન બાથંબાથા આવીને જમીન પર આળોટતા લડતા હતા. બીજી વાર મને એવો ભાસ થયો કે રાજન એક સ્થળે બેસીને મારી સામે જોઇ રહ્યો હતો. ત્રીજી વાર મારા મન ઉપર એવી અસર થઇ કે જાણે રાજન લલિતને મારી નાંખીને કૂતરા સાથેની મારી લડાઇ જોઈ રહ્યો હતો. પછી એકાએક એ કૂતરાને જમીન પરથી ઉંચકાતો મેં જોયો! તેનું ડાચું ખુલ્લું હતું અને તે ભયંકર રીતે ભસી રહ્યો હતો. તુરત મેં જોયું કે લલિત કૂતરાઓના સરદાર શાહના પાછલા પગો પકડીને તેને એમ ને એમ ઉંચકીને હવામાં ઘુમાવતો હતો! "ખડાક" કરતો કારમો અવાજ થયો! લલિતે કૂતરાને એક ખડક ઉપર કારમો પટક્યો અને તેની ખોપરી તૂટી ગઇ. ભસવું બંધ થઇ ગયું. શાહનું લોહીતરબોળ મુડદું રેતીમાં તરફડતું પડયું. આ ભયંકર લડાઇને અંતે હું બેભાન થઈ ગયો નહિ એ મને નવાઇ જેવું લાગે છે. એટલામાં મેં લલિતના મુખમાંથી શબ્દો નીકળેલા સાંભળ્યા! "બસ, મામલો ખતમ થઇ ગયો અને હું ધારૂં છું કે શામને ભાખેલી ભવિષ્યવાણીને મેં સાચી પાડી બતાવી છે. જરા જોઈ લઇએ કે રાજનના શ્વાસોશ્વાસ પૂરા થઈ ગયા છે કે નહિ."

લલિત મારો હાથ પકડીને મને એક ખડક તરફ દોરી ગયો. ત્યાં ખડકને અઢેલીને રાજન પડયો હતો. તે હજી જીવતો હતો પણ હાથ પગ ઉંચકવાની શક્તિ તેનામાં નહોતી. તેના ચહેરાપર અત્યારે ઘેલછા નહોતી. તેણે ફીકી આંખે અમારી તરફ જોયું અને તે ધીમે ધીમે બોલ્યો: "તમે બહાદૂર અને બળવાન પુરૂષો છો. કૂતરાઓને મારી નાંખવા ઉપરાંત તમે મારી કરોડ તોડી નાંખી છે, એટલે હવે પેલા બુઢ્ઢા જાદૂગરે કહ્યા મુજબ મારૂં મોત જ થવાનું છે. વસ્તુતઃ મારે વિજ્જુલરેખાનો શિકાર કરવો જોઈતો હતો, પણ તમારો નહિ; છતાં હવે તે જીવતી રહી છે અને મારી ખાતર નહિ તો તેની પોતાની ખાતર તે તમારી ઉપર વેર વાળ્યા વિના નહિ રહે. ઓ જુવાન સુંદર પુરૂષ! તેં તારો શિકાર ઘાતકી કૂતરાઓથી–પોતાની તીવ્ર વાસનાઓથી કર્યાં વિના રહેવાની નથી, પણ મને મારો અપરાધ માફ કરજો અને તમે તમારે ખુશીથી પર્વત પર જાઓ. હું–મારો આત્મા તો તમારી પહેલાં પર્વત પર પહોંચી જશે. ત્યાં જે દેવી વસે છે તે વિજ્જુલ-રેખા કરતાં વધુ બળવાન છે." આટલા શબ્દો સાથે જ તે બોલતો બંધ થયો અને તત્ક્ષણ મરણ પામ્યો.

---

## પ્રકરણ ૬ ઠું.

---

### બોમીયો.

"પણ લલિત! તેં રાજનને માર્યો કેવી રીતે?" મેં લલિતને પૂછ્યું.

"મેં તેની તલ્વારનો ઘા ચુકાવીને તેને પાછળથી બાથમાં

લઇ ખડક ઉપર પટક્યો એટલે તેનું હથીઆર તેની પાસે રહ્યું અને તેની કરોડના ચૂરા થઈ ગયા! આટલું કામ હું ઝડપથી પૂરૂં કરી શક્યો તે ઠીક થયું, નહિતો પેલા શાહે ક્યારનું તમારૂં ગળું તોડી લીધું હોત! અહા! કેવડો એ કૂતરો? જાણે નાનો ગધેડો! પણ કાકા! તમને ઇજા કેવીક થઇ છે?"

"મારા જમણા હાથે સારી પેઠે ઇજા થઈ છે, પણ બીજું કશું થયું નથી; હવે આપણે પાણી પાસે પહોંચીએ; મને ખૂબ તરસ લાગી છે. વળી બાકીના કૂતરામાં આટલામાં જ હશે; કાંઈ નહિ તો ઓછામાં ઓછા પચાસ તો હશે જ."

"હું ધારૂં છું કે એ કૂતરા હવે આપણને પજવશે નહિ, કારણ કે આપણા બિચારા ઘોડા તેમને શિકારમાં મળી ગયા હશે. પણ એક મિનિટ થોભો, હું આવું છું."

લલિત સત્વર ઊભો થયો અને રાજનની તલ્વાર લઈને તે વડે જે કૂતરાને મેં ઘાયલ કર્યો હતો તથા જે હજી જીવતો ધ્રુરકતો હતો તેને કાપી નાંખ્યો. પછી તેણે અમારાં બે ભાલાં અને મારો છરો એટલાં વાના એકઠાં કર્યાં અને કહ્યું કે ભવિષ્યમાં તે ઉપયોગી થઇ પડશે. રાજનનો ઘોડો થાકીને લોથપોથ થઈ ગએલો ઊભો હતો તેને પકડીને તે બોલ્યો: "કાકા! આ ઘોડા પર તમે ચડી બેસો કારણકે તમે હવે ચાલી શકો તેવી સ્થિતિમાં નથી." હું લલિતની મદદથી ઘોડા પર ચઢી બેઠો. લલિત ઘોડો દોરીને આગળ ચાલવા લાગ્યો અને એ રીતે અમે નદીના પાણીસુધી પહોંચ્યા. હું ઘોડા પરથી ઉતરતોક એકદમ નદીમાં વહેતું પાણી પીવા લાગી ગયો અને ખૂબ પાણી પીને તરસ છીપાવી. પછી મ્હોં, માથું, અને ઘવાએલા હાથને

પાણીમાં ડુબાવી એ શીતળ જળવડે જરા શાંતિ મેળવી. લલિત પણ સારી પેઠે મ્હોં-માથા પર પાણી છાંટીને બોલ્યો: "કહો કાકા! હવે આપણે શું કરીશું? નદી સોએક વાર જેટલી પહોળી છે અને વચમાં કદાચ સારીપેઠે ઉંડી પણ હશે. જો આપણે નદી ઉતરવા જઇશું તો કદાચ વચમાં ડૂબી જઇશું; અને જો દિવસ ઉગતાંસુધી અહીં થોભીશું તો બાકી રહેલા કાળના કૂતરાઓના ટોળાનો ભય આપણે માથે ઝઝુમે છે."

હું રેતીમાં ચત્તો પડતો બોલ્યો: "મારાથી એક ડગલું પણ ચાલી શકાય તેમ નથી, તો એક અજાણી નદી તરવાનું તો બને જ કેવી રીતે?"

નદીની મધ્યમાં-કિનારાથી ત્રીસેક વારના અંતર પર રેતી-માટીનો એક બેટ હતો, તેમાં કાંઇક ઘાસ અને જંગલી છોડવાઓ ઉગી નીકળેલા હતા. તે તરફ આંગળી કરીને લલિત બોલ્યો: "હું ધારું છું કે આપણે ત્યાંસુધી તો કદાચ પહોંચી શકીશું. ચાલો, મારી ખાંધ પર બેસી જાઓ; આપણે યત્ન તો કરી જોઇએ!"

હું બહુ જ મુશ્કેલીથી લલિતની ખાંધ પર બેસી શકયો અને પછી લલિતે પાણીમાં ચાલવા માંડયું. લલિત પોતાના હાથમાંના ભાલાવડે પાણીમાં માર્ગ તપાસતો ડગલાં ભરતો હતો. પાણી તદ્દન છીછરૂં જણાયું. કોઈ સ્થળે ઘુંટણપુરથી વધુ ઉંડું પાણી નહોતું એટલે જરાએ મુશ્કેલી વિના અમે બેટમાં તો પહોંચ્યા. ત્યાં મને તેણે લીલા સુંવાળા ઘાસમાં સુવાડયો અને પોતે પાછો કાંઠે જઇ ઘોડો તથા બાકી રહેલાં હથીયારો વગેરે લઇ આવ્યો. ઘોડાને બેટમાં લાવી તેણે તેની ઉપરનો સામાન છોડી નાંખ્યો અને તેને ઘાસ ચરવા માટે છૂટો મૂકી દીધો. પછી તેણે મારા ઘા તપાસવા માંડયા.

મારા જમણા હાથની કોણી નીચેના ભાગમાંથી ચામડી અને માંસ ચીરાઈ ગયાં હતાં, અને એક હાડકું ભાગી ગએલું જણાતું હતું. તેણે બેટના કિનારા પરથી ખોબો ભરીને લીલો શેવાળ એકઠો કર્યો અને એક રૂમાલમાં તે લપેટીને મારે હાથે બાંધ્યો. પછી એક છોડવાના જરા જાડા લાકડાના ટુકડાને ચીરીને તેણે તેનાં બે ખપાટીયાં બનાવ્યાં અને તે બે ખપાટીયાં મારા હાથ પર સીધા બાંધીને પોતાના ચીરાઈ ગએલા પહેરણનો એક ભાગ કાપી તેની ઝોળી કરી મારી ડોકમાં પહેરાવી. ખપાટીયાથી બાંધેલો હાથ તેણે એ ઝોળીમાં રાખ્યો. આટલા ઉપચારથી મને એટલો આરામ વર્તાયો કે હું ઉંઘી ગયો અને ત્યાર-પછી શું બન્યું તેની મને ખબર રહી નહિ.

પછી લલિતને રાત્રે એક સ્વપ્ન આવ્યું જેની વાત તેણે મને બીજે દિવસે સ્હવારે કહી હતી. સ્વપ્નની વાત એ પ્રમાણે હતી કે-રાત્રે લલિતે કાળના કૂતરાઓની ગર્જનાઓ પાછી ખૂબ જોસમાં થતી સાંભળી અને થોડી વારમાં જે કૂતરાઓ અમારા બે ઘોડાનો શિકાર કરવાને તેમની પાછળ પડયા હતા તેઓ નદીના કાંઠા પર આવી પહોંચ્યા. પાણી પાસે પહોંચીને તેઓ થોભ્યા અને ચૂપ થઇ ગયા. પછી એકાએક પવનના એક સપાટાની સાથે અમારી ગંધ તેમાંના એક કૂતરા સુધી પહોંચી અને અમે બેટ ઉપર પડાવ નાંખ્યો તે તેના ધ્યાનમાં આવી ગયું. તે કૂતરાએ જોરથી ગર્જના કરી એટલે બધા કૂતરા તેની આસપાસ ઘેરો વળીને એકઠા થઇ ગયા અને તુરત જ તેઓ પાણીમાં કૂદી પડયા. લલિતે આ બધું જોયું અને સાંભળ્યું. લલિતને લાગ્યું કે હવે મોત આવી પહોંચ્યું છે જતાં તે સ્વપ્નમાં જ હતો. તે એટલો ગભરાયો કે તે બૂમ પાડી શકયો નહિ કે મને જગાડીને ચેતાવી પણ શકયો નહિ. પાણીમાં તરતા અને ડુબકાં ખાતા કૂતરા બેટ તરફ

વધતા હતા, એટલામાં એકાએક લલિતે જોયું કે બેટના કિનારાપર કાળા વસ્ત્રમાં સજ્જ થએલી એક સ્ત્રીની આકૃતિ ઊભી હતી. લલિત એ ચહેરાનું વર્ણન કરી શક્યો નહિ કારણકે એ સ્ત્રીનું મ્હોં પાણીમાં તરતા આવતા કૂતરા તરફ હતું અને પીઠ લલિત તરફ હતી. લલિત માત્ર એટલું જ જોઇ શક્યો કે જાણે તે સ્ત્રી એક રખેવાળની પેઠે ઊભી હતી, તેના હાથમાં કાંઇ વસ્તુ હતી, તે હાથ તેણે ઊંચો કર્યો અને તે વસ્તુ કૂતરાઓની દૃષ્ટિએ પડી. તત્ક્ષણ કૂતરાઓ ભયભીત થઇ ગયા અને તેઓ ભસવા લાગી ગયા. બેટની નજીક જે એક બે કૂતરા પહોંચી ગયા હતા, તે પાણીમાં તણાવા લાગ્યા, કારણકે તેમના પગ સ્થિર રહી શક્યા નહિ. બાકીના કૂતરા કિનારા તરફ પાછા ફર્યા અને નાસી ગયા.

પછી એ કાળી આકૃતિ કે જેને લલિતે સ્વપ્નમાં પર્વતમાંના રક્ષક પ્રેતાત્માની માની હતી તે અદૃશ્ય થઇ ગઇ. સહવારમાં અમે જોયું તો તેનાં પગલાં પણ બેટની રેતીમાં પડેલાં ન હોતાં!

મારા હાથમાં થતી તીવ્ર વેદનાથી જ્યારે હું જાગી ઉઠ્યો, ત્યારે સૂર્યોદય થતો હતો, લલિત મારી બાજુમાં ઘસઘસાટ ઉંઘતો હતો અને ઘોડો આસપાસનું ઘાસ ચરતો ફરતો હતો. એટલામાં મારે કાને કોઇની વાતચીતનો ધીમો અવાજ આવવા લાગ્યો. હું બેઠો થયો અને છોડવાઓના ઝુંડની વચ્ચેથી નદીના કિનારા ભણી દૃષ્ટિ કરતાં જણાયું કે એક સ્ત્રીની અને બીજી પુરૂષની એમ બે ઘોડેસ્વાર આકૃતિઓ નદી કિનારે ઊભી છે. તેઓ રેતીમાં પડેલાં પગલાં તપાસતાં હોય એમ જણાતું હતું. મેં પેલી પુરૂષાકૃતિને એમ કહેતાં સાંભળી કે "કૂતરા પર્વતના પ્રદેશની હદમાં દાખલ થવાની હિંમત કરી શકતા નથી." લલિતે મને પોતાના સ્વપ્નની વાત જ્યારે કહી ત્યારે એ પુરૂષાકૃતિના આ શબ્દોનું રહસ્ય મારાથી સમજી શકાયું. મેં લલિતને ધીરે ધીરે

કહ્યું: "લલિત, ઉઠ ઉઠ! કોઇક આપણી પાછળ પડયું છે."

લલિત એકદમ આંખો ચોળતો ઉઠયો અને પોતાનું ભાલું હાથમાં લેતોક ઊભો થયો. કિનારા પર ઊભેલી આકૃતિઓએ તેને જોયો, કે તુરત ત્યાંથી મધુર સ્વરથી ઉચ્ચરાએલા શબ્દો સાંભળવામાં આવ્યા: "તારૂં હથિયાર પાછું મૂકી દે, મારા અતિથિ! અમે તને કશી હરકત કરવા આવ્યાં નથી."

મહારાણી વિજ્જુલરેહાનો તે સ્વર હતો. તેની સાથેનો પુરૂષ શામન હતો. લલિત આ બેઉ વ્યકિતઓને ધિક્કારતો હતો અને તેમનું મ્હોં જોવા પણ ઇચ્છતો નહોતો. તેણે મને ધીમેથી પૂછ્યું: "કાકા! હવે શું કરીશું?"

"કશું નહિ." મેં જવાબ આપ્યો: "જે કાંઈ કરવાનું છે તે તેમને છે આપણે કશું નહિ."

કિનારે ઊભી ઊભી મહારાણી બોલી: "તમે અહીં આવો. હું સોગંદ ખાઈને કહું છું કે અમે તમને કશી ઇજા કરવાનાં નથી. શું અમે એકલાં નથી?"

લલિતે જવાબ આપ્યો: "હું નથી માનતો કે તમે એકલાં હશો અમે કુચ કરી જઇએ ત્યાંસુધી અમે તો અહીંજ રોકાવાના છીએ."

મહારાણીએ શામનને કાંઇક કહ્યું પણ તે એટલું ધીમેથી કહ્યું કે અમે સાંભળી શકયા નહિ. તેમના વદન પરના ભાવથી એમ જણાતું હતું કે મહારાણી શામનને કાંઇ સમજાવતી હોય, પણ શામન તે માનવાની ના કહેતો હોય. પછી બેઉ જણ ઘોડા સાથે પાણીમાં ઉતર્યાં અને અમારી તરફ આવ્યાં. બેટમાં પહોંચીને તેઓ ઘોડાપરથી ઉતરી ગયાં અને અમે એક બીજાની સામે જોતાં ઊભા. શામન બહુ થાકેલો

અને મનથી અકળાએલો દેખાતો હતો પરન્તુ મહારાણીના મ્હોં ઉપર થાક કે અકળામણનાં ચિન્હો દેખાતાં નહોતાં. મહારાણી વાતચીતનો પ્રારંભ કરતી બોલીઃ "મારા અતિથિઓ! આપણે છેલ્લાં મળ્યાં, ત્યાર-પછી તમે ખૂબ ઝડપથી મુસાફરી કરી જણાય છે, અને તમે તમારા માર્ગમાં એક અનિષ્ટ સંભારણું મૂકતા આવ્યા છો. પેલી ખડકોની વચ્ચે મહારાજાનું મુડદું પડ્યું છે; પણ તેના શરીરપર કશો ઘા નથી છતાં તમે તેને મારી નાંખ્યો શી રીતે?"

લલિતે પોતાના બાહુ પ્રસારતાં જવાબ આપ્યોઃ "આથી."

"તે મેં જાણ્યું." મહારાણી બોલીઃ "ભાગ્યરેખાજ એવી દોરા-યલી હતી અને તે હવે પૂરી થઇ છે, એટલે તે માટે હું તમારો કશો વાંક કાઢતી નથી. છતાં હજી કેટલાકની સમીપે તમારે તે મૃત્યુ માટે જવાબ આપવો પડશે, અને તેમની સમીપે હું જ તમારૂં રક્ષણ કરી શકું તેમ છું."

લલિત બોલ્યો: "અથવા તો તું મને તેમના હાથમાં સોંપી દઇ શકે છે, એમજ ને? મહારાણી બોલ બોલ, તારે શું જોઇએ છે?"

"બાર કલાક પહેલાં મારે જે જવાબ જોઇતો હતો તે જ અત્યારે જોઇએ છે. તું કાંઇ બોલે તે પહેલાં યાદ રાખજે કે હું એકલી જ તારી જીંદગી બચાવી શકું તેમ છું અને તેમ કરીને મરણ પામેલા મહારાજાનો મુકુટ તારે શિરે પહેરાવવાને પણ હું જ સમર્થ છું,"

લલિત પહાડ તરફ આંગળી કરીને બોલ્યો: "પેલા પહાડમાં તેનો જવાબ તને મળશે. હું પણ તે જ પહાડમાં મારો જવાબ લેવા જાઉં છું."

તે જરા ફીક્કી પડી ગઇ અને બોલી: "તે પ્રદેશ તો નિર્દય

જંગલી લોકોથી રક્ષાયલો છે, ત્યાં જવું તે મૃત્યુને નોતરવા બરાબર છે એમ હું તને કહી ચૂકી છું."

"તો ભલે અમને જવાબમાં મૃત્યુ મળે. ચાલો, કાકા! આપણે મૃત્યુની મુલાકાતે જઇએ."

મહારાણી બોલી: "હું સોગંદ લઈને કહું છું કે તારા સ્વપ્નની સુંદરી ત્યાં રહેતી નથી. જેમ તું મારો સ્વપ્નનો સ્વામી છે, તેમ હું તારી સ્વપ્નની સુંદરી છું."

લલિતે જવાબ આપ્યો: "તો, બાઈ! તારી એ વાત પેલા પહાડ ઉપર તું સિદ્ધ કરી બતાવજે."

વિજળુલરેહા ઉતાવળે બોલવા લાગી: "ત્યાં કોઇ સ્ત્રીજ રહેતી નથી. ત્યાં કોઇ રહેતુંજ નથી. તે માત્ર અગ્નિનું અને કોઇ એક સ્વરનું જ સ્થાન છે."

"કયો સ્વર?"

"જે ભેદી સ્વર અગ્નિમાંથી ઉચ્ચારાય છે તે. તે એક પ્રેતાત્માનો સ્વર છે કે જે પ્રેતાત્માને ભૂતકાળમાં કોઈએ જોયો નથી અને ભવિષ્યમાં કોઈ જોઇ શકવાનું નથી."

"ચાલો કાકા!" એમ બોલીને લલિત ઘોડા તરફ ચાલ્યો.

હવે શામન બોલ્યો: "શું તમે મૃત્યુના મુખમાં ધસી જવા માંગો છો? સાંભળો, મેં તે ભેદભર્યા સ્થાનની મુલાકાત લીધી છે, કારણકે ચાલ્યા આવેલા રીવાજ મુજબ આ વિજળુલરેહાના પિતાના મુડદાને અગ્નિદાહ દેવાને હું જ ત્યાં લઇ ગયો હતો. હું તમને ત્યાંના મંદિરમાં પગ ન મૂકવાની ખાસ ચેતવણી આપું છું."

મેં ટીકા કરી: "પણ મહારાણી તો કહેતાં હતાં કે અમે ત્યાં પહોંચી શકીશુંજ નહિ!"

પણ લલિતે માત્ર એટલોજ જવાબ વાળ્યો કેઃ "તમારી એ ચેતવણી બદલ અમે તમારો આભાર માનીએ છીએ." પછી તેણે અંગ્રેજી ભાષામાં સૂચના કરીઃ "કાકા ! હું ઘોડાપર જીન નાંખું છું, દર્મિઆન તેઓ અણધારી રીતે આપણને કશી હરકત કરે નહિ તેની સંભાળ રાખજો."

મેં મારા સાજા હાથમાં ભાલો પકડયો અને હું સાવધાન થઇને ઊભો. પણ તેઓએ અમને હરકત કરવાનો કશો યત્ન કર્યો નહિ; માત્ર જરા દૂર જઇને તેઓ કાંઇ ધીમી વાતચીત કરવા લાગ્યાં. તેઓ ગભરાયલાં દેખાતાં હતાં. થોડી ક્ષણોમાં લલિતે ઘોડાને સજ્જ કર્યો અને મને ટેકો આપ્યો એટલે હું તેની ઉપર ચડી બેઠો. લલિત બોલ્યોઃ "મહારાણી! અમે અમારી ભાગ્યરેખાને અધીન થવા જઇએ છીએ, પછી તે ગમે તેવી હોય. અમારી તરફ બતાવેલી માયાળુતા માટે હું તારો આભાર માનું છું અને વિનતિ કરૂં છું કે શાણી થઇને અમને હવે સંભારીશજ નહિ. મેં તારા પતિનો ઘાત કર્યો છે ખરો, પણ તે મેં અનિચ્છાએ કર્યો છે અને તેટલા કારણથી પણ આપણે હમેશને માટે જૂદાજ થવું જોઇએ. મૃત્યુ અને ભાગ્યરેખાના દ્વારથી આપણે છૂટાં પડેલાં છીએ. હવે તું તારી પ્રજા વચ્ચે જઇને રહે અને તારા દીલમાં મેં કાંઇ પણ શંકા કે ગુંચવણ પેદા કરી હોય તો મને માફ કરજે."

માથું નીચું નમાવી રહીને તેણે એ સાંભળ્યું અને પછી શોકાતુર સ્વરે કહ્યું: "તારા માયાળુ શબ્દો માટે હું તારો આભાર માનું છું, પરંતુ લલિતસિંગ! આપણે એમ સહજમાં છૂટાં પડી શકીએ તેમ નથી. તેં મને પહાડમાં બોલાવી છે, અને તારી પાછળ પાછળ પહાડમાં પણ હું આવીશ; હા ત્યાં હું પહાડના પ્રેતાત્માને

મળીશ અને મારૂં બળ તથા દિવ્ય શક્તિ હું તેની સામે અજમાવીશ, કારણકે એ પણ ભાગ્યરેખામાં જ લખાયલું છે; જે રાજમુકુટને માટે અમે સૈકાંઓથી લડતાં રહ્યાં છીએ, તે રાજમુકુટ ભલે વિજયી થનારને શિરે જ આરોપાય." એટલું કહીને તુરત જ વિજ્જુલરેહા પોતાના ઘોડા પર ચડી બેઠી અને પાણીમાં ઘોડો હાંકતી નદીને કાંઠે પહોંચી. શામન ભય અને ચિંતાથી બડબડયો: "વિજ્જુલરેહા! આ નદી પહાડના પ્રદેશની છે અને આપણે તેમાં પ્રવેશ કરીને બહુ ખૂરૂં કર્યું છે. હવે યુદ્ધના અને સૌની ખાનાખરાબીના દિવસોની શરૂઆત થઈ ચૂકી સમજવી." કાંઇક વધુ બબડતો તે પણ ઘોડા પર બેસીને પાણીમાં ઉતરી નદી કાંઠા તરફ જવા લાગ્યો.

લલિતે મને પૂછ્યું: "આ ડોસો શું બબડતો ગયો?"

મેં જવાબ આપ્યો: "તેના બડબડાટનો મર્મ મારા સમજવામાં આવ્યો નહિ, પણ મને લાગે છે કે હવે થોડા વખતમાં જ કાંઈ અનિષ્ટ બનાવો બનવા લાગશે."

હવે પછી ઓળંગવાના નદીના પાણીમાં કેટલીક જગ્યાએ ઉંડાણ હતું, પરન્તુ લલિતની પૂરી સાવધાનીથી તેમાં ડૂબી ગયા વિના અમે ઘોડા સાથે સહીસલામત પેલે પાર પહોંચી ગયા. નદી ઉતરીને અમે ઝડપથી આગળ વધવા લાગ્યા કારણકે અમને ભય રહેતો હતો કે કદાચ મહારાણી પોતાની પાછળ રાખેલાં બીજાં માણસોની સાથે આવી પહોંચે અને અમારી ઉપર હલ્લો કરે. તે વખતે અમે જાણતા નહોતા કે નદી અને નદીની પેલે પારનો પ્રદેશ પર્વતના લોકોના તાબામાં હતો અને તેમાં કાબુનના લોકો પ્રવેશી શકતા નહિ. ઘણી વાર લડાઇના વખતમાં કાબુનના લોકો આ પ્રદેશમાં આવેલા ખરા, પરન્તુ એ દરેક પ્રસંગે તેઓની ભારે ખુવારી થએલી

અને તેમને અનેક ઉપદ્રવો નડેલા. આ કારણથી તેઓ માને કે આ પ્રદેશ અને તેમાંનો જ્વાળામુખી પર્વત કોઇ અજીત્ય શક્તિના રક્ષણ હેઠળ હોવો જોઇએ, તેમાં કશું નવાઇ જેવું ન હતું.

નદીકાંઠાનો પ્રદેશ ઓળંગીને આગળ વધતાં અમે ધીમે ધીમે ચઢાણવાળા મેદાનમાંથી પસાર થવા લાગ્યા. ત્યાંથી પર્વત ૩-૪ માઇલ જેટલો દૂર હતો. ક્ષણે ક્ષણે અમને ભય રહેતો હતો કે અહીં કોઇ જંગલી લોકોનું ટોળું અમારી ઉપર હલ્લો કરશે, પરન્તુ કોઇ જીવતું પ્રાણી અમારા જોવામાં આવ્યું નહિ. ખડકોથી છવાએલા રણ જેવો એ નિર્જન પ્રદેશ હતો અને એ ખડકો પણ જ્વાળામુખી પર્વતમાંથી બળતા રસની સાથે ઉડી પડેલી હોય એવી જણાતી હતી. આગળ વધતાં એક વિશાળ કોતર આવ્યું. કોતરના તળીયામાં જ્વાળામુખીનો જામી ગએલો રસ અને વરસાદથી ધોવાઇને ઘસી આવેલા અસંખ્ય નાનામોટા પથરો હતા. વનસ્પતિનું તો નામ નિશાન નહોતું. તેને સામે પાર પચાસેક ફીટ જેટલી ઉંચી એક ટેકરી પરથી પસાર થવાનો માર્ગ દેખાતો નહોતો, છતાં આગળ વધવાને અમે કોતરમાં તો ઉતર્યા. કોતર અત્યંત ગમગીન અને ખડબચડું દેખાતું હતું. આગળ વધતાં પત્થરોની સાથે સાથે કાંઇ ધોળા પદાર્થો છવાએલા પડેલા અમે જોયાં. તેમાંનો એક ધોળો પદાર્થ નજીક આવતાં અમે જોયું કે તે મનુષ્યની ખોપરી હતી અને બીજા બધા ધોળા પદાર્થો પણ મનુષ્યનાં હાડકાં તથા હાડપીંજરો જ હતાં. ખરેખર, આ હાડપિંજરોની એક ખાણ જ હતી. કોઈ મોટું લશ્કર ભૂતકાળમાં અહીં મરણ પામ્યું હશે એવું અમે અનુમાન કરી શકયા. આગળ ઉપર અમને અમારૂં આ અનુમાન સાચું માલુમ પડયું. અમારા જાણવામાં એવું આવ્યું કે ભૂતકાળમાં જ્યારે એક વખત કાલુનના

લોકોએ પર્વતના લોકો ઉપર હલ્લો કર્યો હતો ત્યારે કાબુલના લોકોના એક મોટા લશ્કરને આ કોતરમાં સપડાવીને મારી નાંખવામાં આવ્યું હતું અને તેમનાં હાડપિંજરોને ચેતવણીની એક નિશાની તરીકે અહીં રહેવા દેવામાં આવ્યાં હતાં. આ હાડપિંજરોની વચ્ચે થઇને આગળ જતાં અમે ટેકરી ઉપર ચડવાનો માર્ગ શોધવા લાગ્યા, પરન્તુ એવો માર્ગ હાથ ન લાગવાથી અટકીને ઊભા રહ્યા. આ પર્વત વિષેનો અમારો આ પહેલો જ અદ્ભુત અનુભવ હતો. અમને ભય લાગવા માંડ્યો અને બિચારો ઘોડો બ્હીતો માલૂમ પડ્યો. મેં આસપાસ નજર કરીને કહ્યું: "આ હાડપિંજરોની ખીણમાંથી જો આપણને માર્ગ નહિ હાથ લાગે તો મને લાગે છે કે આપણે પણ હાડપિંજરો જ બનવું પડશે."

હું આ શબ્દો બોલી રહ્યો, એટલામાં મારી આંખોના એક ખૂણાથી મને એવો ભાસ થયો કે જાણે હાડકાંનો એક ઢગલો સચેત થતો હોય! મેં તે તરફ દૃષ્ટિ કરી, તો ખરેખર હાડકાં હીલચાલ કરતાં દેખાયાં! તત્ક્ષણ હાડકાંનો ઢગલો ઊભો થયો હોય તેમ એક સફેદ આકૃતિ દેખાઈ; તે મનુષ્યાકૃતિ હતી અને વળી સ્ત્રીની જ આકૃતિ હોય એમ સ્પષ્ટ જણાતું હતું, પરન્તુ તે માટે ખાત્રીથી કહી શકાય તેમ નહોતું કારણકે તેના હાથ, પગ, મ્હોં અને આખું શરીર સફેદ વસ્ત્રોથી ઢંકાએલું હતું. માત્ર આંખો જેટલાં કાણાં રાખીને શરીરના દરેક ભાગ પર તેણે લુગડું વિંટાળેલું હતું. એ આકૃતિ મારી તરફ આવી અને અમે તેને ચકિત થતા જોઇ જ રહ્યા. તેને જોઇને ઘોડો એટલો ભડક્યો કે તે ચારે પગે ઉછળ્યો અને હું પછડાતો રહી ગયો. અમારાથી દસેક ડગલાં દૂર તે આકૃતિ ઊભી રહી અને સફેદ કપડાથી વીંટાળેલો હાથ લાંબો કરીને તેણે કાંઇ ઇશારત કરવા માંડી.

લલિત ત્રાડ નાંખતાં બોલ્યો: "તું કોણ છે? ભૂત કે પલિત?" લલિતની ત્રાડનો આખા કોતરમાં ભયાનક પડઘો પડયો. પરન્તુ એ આકૃતિએ જવાબ આપતાં ઇશારત કરવાનું જ ચાલુ રાખ્યું.

આ માત્ર એક આભાસ છે કે સાચો દેખાવ છે, તે વિષે ખાત્રી કરવાને લલિત તેની તરફ ચાલ્યો. જેમ જેમ તે તેની તરફ ગયો તેમ તેમ તે આકૃતિ પાછી ચાલતી પેલાં હાડકાંના ઢગલા પાસે જઇને ઊભી, જાણે કે તે એ ઢગલામાંથી ઊભું થએલું કોઇનું ભૂત ન હોય! લલિત તેની તદ્દન નજીક ગયો. તે ખરેખર મનુષ્ય છે કે વાયુ રૂપ દેહ છે તેની ખાત્રી કરવાને લલિત તેને અડકી જોવાની ઇચ્છા રાખતો હતો; આથી તે આકૃતિએ પોતાનો સફેદ વસ્ત્રમાં વીંટાએલો હાથ ઉંચક્યો અને લલિતની છાતીમાં તેણે પોતાના હાથ વડે ધીમેથી સ્પર્શ કર્યો. લલિત જરા પાછો હઠી ગયો, એટલે એ આકૃતિએ પહેલાં પોતાનો હાથ આકાશ ભણી કિંવા ટેકરી ભણી ઇશારો કરવાને ઊંચો કર્યો અને પછી જે ખડકની દિવાલ અમારી સામે ઊભી હતી તે તરફ ઇશારો કર્યો. લલિત મારી પાસે પાછો આવ્યો અને બોલ્યો: "આપણે શું કરીશું?"

મેં કહ્યું: "આપણે તેની પાછળ પાછળ જવું, બીજું વળી શું? કાંતો પર્વત પરથી મોકલવામાં આવેલો તે ભોમીયો હશે."

લલિત બબડયો: "મને તેનો દેખાવ જરાયે ગમતો નથી; હું ધારૂં છું કે તે ભોમીયો પર્વત પરથી મોકલવામાં આવ્યો નહિ હોય પણ આપણું ખૂરૂં કરવાને કદાચ કાલુનમાંથી પેલી રંડાએ જ મોકલ્યો હશે." છતાં લલિતે એ ભોમીયાને ઇશારત કરીને સૂચવ્યું કે તું આગળ ચાલ એટલે અમે પાછળ પાછળ આવીશું.

ભોમીયો તે ઇશારત સમજ્યો હોય તેમ જણાયું. તે એકદમ ડાબી બાજુ વળીને પથરા તથા હાડકાંની વચ્ચે થઇને જરા પણ અવાજ કર્યા વિના માર્ગ પસાર કરવા લાગ્યો. ચારસો-પાંચસો વાર અમે તેની પાછળ પાછળ ચાલ્યા એટલે એક ખડકમાં મોટો ચીરો દેખાયો. આ ખડક અમે કયારનોએ જોયો હતો પણ તેમાંનો ચીરો બહુ ઉંડો અને નીચાણમાં જતો દેખાતો હતો એટલે અમે તેની પાસે થઇને જ પસાર થઇ ગયા હતા પણ અંદર દાખલ થયા નહોતા. ભોમીઓ આ ચીરામાં દાખલ થયો અને અદશ્ય થઈ ગયો! લલિત બોલ્યો: "કાંતો આ કોઇ ભૂત જ હશે."

મેં જવાબ આપ્યો: "છટ! ભૂત વળી કોઇને સ્પર્શ કરતું હશે? આગળ ચાલો."

લલિત ઘોડાને દોરતો ચીરામાં દાખલ થયો તો થોડેક છેટે એક વળાંક પાસે ભોમીયો અમારી રાહ જોઇને ઉભો હતો. અમે પુનઃ તેની પાછળ પાછળ ચાલ્યા. અમારો માર્ગ વધુ ને વધુ અંધારાવાળો થતો જતો, અને છેવટે અમે એક ગુફામાં દાખલ થયા. હવે ભોમીયાએ ઘોડાની એક બાજુની લગામ પકડી અને લલિતે બીજી બાજુની લગામ પકડી અને એ રીતે અમો ગુફામાં આગળ વધ્યા. ભોમીયાએ લગામને સ્પર્શ કરતાં ઘોડો ભડકયો હતો, પરન્તુ જેવી રીતે તેણે લલિતની છાતીમાં સ્પર્શ કર્યો હતો તેવી રીતે ઘોડાના માથા પર સ્પર્શ કરતાં જ તે શાંત બની ગયો હતો. કેટલોક વખત અંધારામાં પ્રવાસ કરીને અમે ગુફામાંથી બહાર નીકળ્યા. અંધકારમાં જ મૃત્યુ થવાનો ભય અમને રહ્યા કરતો હતો તે તો ગયો. ગુફામાંથી નીકળતાં જ અમે જોયું કે અમારી એક બાજુએ ઉંડું કોતર હતું અને જે પગથી ઉપર અમે ચાલતા હતા ને દસ ફીટ

જેટલી પહોળી હતી. પર્વતના એક ઢોળાવ પર અમે પહોંચી ચૂકયા હતા અને ત્યાંથી માઇલોના માઇલ જેટલો લાંબો અને ઉંચો પહાડ દેખાવ દઇ રહ્યો હતો. અહીં ખેડાયલાં નાનાં ખેતરો અને પહાડી ઘેટાંનાં ટોળાં અમે જોયાં એટલે આ પ્રદેશ નિર્જન નહોતો એવી અમારી ખાત્રી થઇ.

થોડું આગળ ચાલતાં એક સાંકડી પગથી આવી, ત્યાંથી આગળ એક પહાડી નદીની બાજુએ અર્ધા માઇલ જેટલો વિશાળ ઢોળાવ આવ્યો. આ ખુલ્લી જગ્યામાં જ્વાળામુખીના બળતા રસની જામી ગએલી નાની મોટી સેંકડો ટેકરીઓ ચોપાસ છવાયલી પડી હતી. આ કાળી–કાળી ટેકરીઓની વચ્ચે અમે આગળ વધ્યા એટલામાં મેં એક તીણી સીસોટી સાંભળી અને એ કાળી ટેકરીઓની પાછળ સંતાઇ રહેલા સંખ્યાબંધ માણસો બહાર નીકળી આવ્યા. તેમની સંખ્યા પચાસ જેટલી હશે. તે બધા ઘઉંવર્ણા, જંગલી, પુષ્ટ અંગોવાળા અને કોઇ લાંબી દાઢીવાળા તો કોઇ દાઢી વિનાના હતા. તેમણે બકરાંના ચામડાના ઝભ્ભા પહેરેલા હતા અને તેમની પાસે હથીયારોનાં ભાલાં અને ઢાલ હતાં. તેઓ બૂમો પાડતા અમારી તરફ ધસી આવ્યા, તે ઉપરથી અમને ભાલાં ભોંકીને મારી નાંખવાનો જ તેમનો ઇરાદો હશે એમ અમે સ્પષ્ટ સમજી શકયા. લલિતે મ્યાનમાંથી તલ્વાર કાઢીને કહ્યું: “કાકા! હવે રામ રામ! આ આ જંગલી લોકોના હાથમાંથી બચવાની આશા નથી.”

મેં પણ ગભરાતાં સામો જવાબ વાળ્યો: “રામ રામ! બેટા!” મહારાણી અને શામને અમને કહ્યું હતું કે પર્વત પર જતાં જ જંગલી લોકો અમને મારી નાંખશે તે વાત મને સાંભરતી હતી.

આ બધો વખત અમારો વિચિત્ર ભોમીયો એક મોટી કાળી

ટેકરીની પાછળ દેખાતો બંધ થયો હતો. મને લાગ્યું કે એ ભોમીયો પણ કદાચ આ કાવતરામાં શામેલ હોય, અને આ રીતે તે પોતાનો ભાગ ભજવી રહ્યો હોય. પરન્તુ મારી આ ધારણા તુરત જ ખોટી પડી, કારણકે એ જંગલી લોકો દોડતા દોડતા અમારી તદ્દન નજીક આવ્યા, એટલામાં તે ભોમીયો ટેકરી પર દેખાયો અને માત્ર તેણે પોતાનો હાથ લાંબો કર્યો. તેણે એક શબ્દનો પણ ઉચ્ચાર કર્યો નહિ પણ હાથ લંબાવતાંની સાથે જ તેની જાદુઈ અસર થઈ. જાણે વિજળી પડી હોય તેમ જંગલી લોકો ફીક્કા પડી ગયા અને મ્હોં નીચું રાખીને ઊભા રહી ગયા. પછી ભોમીયાએ પોતાના હાથથી કાંઈ ઈશારત કરી, એટલે જંગલી લોકોનો સરદાર જેવો દેખાતો એક પુરૂષ અદબઅદબ ધીમે ડગલે મસ્તક નમાવતો એ ભોમીયાની પાસે ગયો. ભોમીયાએ એ સરદારને હાથ વડે કાંઈ કાંઈ નિશાનીઓ કરીને કાંઈક સમજાવ્યું પણ મુખમાંથી એક્કે શબ્દ કાઢયો નહિ. સરદાર એ બધું સમજી ગયો અને તેણે સીસોટી બજાવી એટલે બધા જંગલી લોકો ત્યાંથી વીખરાઈને અદૃશ્ય થઇ ગયા. હવે અમારા ભોમીયાએ અમને આગળ વધવાની ઇશારત કરી અને પોતે ચાલવા માંડ્યું, જાણે કશું બન્યું જ નથી.

બે કલાક સુધી ચાલીને અમે એક જગ્યાએ આવ્યા, જ્યાં સાધારણ વનસ્પતિનું દર્શન થયું. અહીં એક ઠેકાણે લાકડાની આગ બળતી હતી અને તેની ઉપર માટીનું વાસણ લટકતું હતું જાણે તે વાસણમાં કાંઇ રાંધવા મૂક્યું હોય. ભોમિયાએ ઈશારત કરીને અમને સમજાવ્યું કે પોતાની આજ્ઞાથી એ વાસણમાં અમારે માટે જંગલી લોકોએ ભોજન રાંધીને તૈયાર રાખ્યું હતું માટે અમારે તે ખાઈ લેવું. અમે એટલા ભૂખ્યા હતા કે ગમે તેવું જંગલી ભોજન ખાઇ લેવાને તૈયાર

હતા. પાસે લીલા ઘાસનો એક ભારો પડયો હતો તે ઘોડા માટે તૈયાર રાખવામાં આવેલો જણાતો હતો. લલિતે ઘોડાના બંધ છોડીને તેને ચાસ નીયું. હું નદીકાંઠે પાણી પીવા એક ઘડો લઇને થોડું પાણી ભરી લાવવા ગયો. નદીકાંઠે મેં મારા હાથનો ઘા ધોયો અને તપાસી જોયો. તેમાં હવે સારી પેઠે રૂઝ શરૂ થઈ ગઈ હતી. પાછો પાટો બાંધીને પાણીનો ઘડો ભરી હું મુકામ પર આવ્યો. ત્યાં જઇને મેં અમારા ભેદી ભોમીઆ પાસે જઇ પાણીનો ઘડો મૂકયો અને તેને તરસ લાગી હોય તો પાણી પીવાની સૂચના કરી. મારો ઇરાદો એવો હતો કે જો પાણી પીવા નિમિત્તે તે પોતાનો બુરખો ખોલે, તો મને તેનું મુખ જોવાનો યોગ મળે; પણ તેણે પાણી પીવાની ના કહેતાં પાણી તરફ પીઠ ફેરવી. પાછળથી લલિતે તેને ભોજન કરવાનો આગ્રહ કર્યો, ત્યારે પણ તેમજ કર્યું. મને કલ્પના આવી કે શું તેને ભોજનપાનની જરૂર નહિ હોય? અથવાતો શું તે ભોજન-પાણી લઈ શકતો નહિ હોય? આટલી મુસાફરીમાં એકકે વાર અમે તેને પાણી પીતાં પણ જોયો નહોતો! અમે તો સારી પેઠે ભોજન કર્યું અને થાક પણ પુષ્કળ લાગ્યો હતો એટલે અમે ઉંઘવા લાગ્યા. પરન્તુ અમારે હજી બહુ મુસાફરી કરવાની હતી એટલે અમારા ભોમીયાએ અમારા મસ્તક ઉપર માત્ર હાથ ધરી રાખીને અમને જગાડયા અને પ્રવાસ આગળ લંબાવવાનું સૂચવ્યું. એ આખો દિવસ અમે ચાલ્યા કર્યું. પર્વતના નીચાણના ભાગ ઓળંગીને અમે હવે ખુદ પર્વત ઉપર ચડી રહ્યા હતા. ઘાસને બદલે હવે ખડકોની વચ્ચે ઊગી નીકળેલાં વૃક્ષો દેખાતાં હતાં. સાંજ પડી, રાત પડી, તોપણ અમે ચાલતાજ રહ્યા. પર્વતના શિખર પરથી જે લાલ પ્રકાશ સાથેનો ધુમાડો નીકળતો હતો તેનું પ્રતિબિંબ પર્વતપર આસપાસ પડવાથી માર્ગ દેખાતો હતો

અને મોખરે અમારો ભેદી ભોમિયો ભૂતની પેઠે થાક્યા વિના ચાલતોજ હોવાથી અમને કશી અડચણ પડતી નહોતી. વાંકાચુંકા રસ્તાપર થઇને જ્યારે અમે એક કોતરમાં દાખલ થયા ત્યારે ચંદ્રોદય થયો. કોતરમાં આગળ ચાલતાં એક સાંકડા દ્વારવાળી ગુફા આવી જે પત્થરમાં કોત-રીનેબનાવવામાં આવેલી જણાતી હતી. તેની રચના અર્ધ વર્તુળાકાર હતી. તે ગુફાની આસપાસ પત્થરથીજ બાંધેલાં ઘરો હતાં. આ ઘરોનાં આંગણાંમાં ચાંદની રમી રહી હતી અને ત્યાં સેંકડો સ્ત્રી-પુરુષોનો સમુદાય કાંઈ ક્રિયા કરવાને એકઠો થયો હોય તેમ અર્ધવર્તુળાકારમાં બેઠેલો દેખાતો હતો.

દેખાવ ખરેખર વિચિત્ર લાગતો હતો. એ લોકસમુદાયની સમક્ષ એક દાઢીવાળો પ્રચંડ પુરૂષ ઊભો હતો. તેણે કમરપર એક ચામડું વીંટાળ્યું હતું. તે સિવાય બીજું કશું પહેર્યું નહોતું. તે આમતેમ ફરતો "હો હો," ને "હા હા" ના અવાજ કરતો હતો. જ્યારે તે લોકો તરફ વાંકો વળતો ત્યારે લોકો તેની તરફ વાંકા વળતા અને એવો "હો" કાર મચાવતા કે આસપાસની ટેકરીઓમાં તેનો પડઘો પડતો. પણ આ વિચિત્રતા માત્ર આટલીજ નહોતી. એ દાઢીવાળા પ્રચંડ પુરૂષના માથાપર એક લાંબી પૂંછડીવાળો સફેદ બિલાડો હતો. આ બધું મંડળ શામાટે એકઠું થયું હશે અને તેઓ શો વિધિ કરી રહ્યા હશે તે જાણવાને અમે અશક્ત હતા, પરન્તુ તેઓ કાંઇ ભોગ કે બલિદાન આપવાનો વિધિ કરતા હોવા જોઇએ એવું અમે માત્ર અનુમાન કર્યું. લોકસમુદાયની આસપાસ પત્થરની છએક ફીટ જેટલી ઊંચી દિવાલ હતી અને તેમાં એક સાંકડું બારણું હતું. અમને કોઇ ન જોઇ શકે એ રીતે અમે એ બારણા તરફ આગળ વધ્યા. અમારો ભોમીયો અમને કેટલાંક વૃક્ષોની પાછળ લઇ ગયો અને પેલા સાંકડા

બારણાની નજીક વૃક્ષોના અંધારામાંજ અમે ચુપચુપ ઊભા. એક સ્થળે દિવાલ જરા નીચી હતી ત્યાં આગળ જઇને એ બોમીયો ઊભો રહ્યો અને દિવાલની પેલી મેરનો દેખાવ જોઇને તે ગુસ્સે થતો હોય તેવું અમને લાગ્યું. પણ બહુ વાર થઇ નહિ એટલામાં તો તે અદૃશ્ય થઇ ગયો. તે કેવી રીતે અને ક્યાં ગયો તે અમારા સમજવામાંજ આવ્યું નહિ. લલિતે મને ધીરેથી પૂછ્યું: "હવે આપણે શું કરીશું?"

મેં જવાબ આપ્યો: "જ્યાંસુધી તે પાછો આવે કિંવા કાંઇ બનાવ બને ત્યાંસુધી આપણે અહીંજ રહેવું, બીજું શું?"

ઘોડો ખોંખારશે નહિ અને અમે ઉઘાડા પડી જઇશું નહિ, એવી આશાથી અમે ત્યાંજ ઊભા રહ્યા. જો અમે ઉઘાડા પડીએ તો આ લોકોને હાથે મરી જઇએ એ વિષે શંકાને સ્થાન નહોતું. એ લોકોના "હા, હા" ને "હો હો" પૂરા થયા એટલે લોકોએ આઘાપાછા ખસીને જગ્યા કરી તો વચમાં એક મોટો ખાડો ખોદેલો જોવામાં આવ્યો, જેમાં લાકડાં બળી રહ્યાં હતાં! તેમાંથી થોડો ધુમાડો અને સળગી ગએલાં લાકડાંના ધીમી જ્વાળાઓ નીકળતી હતી. થોડી વારમાં એ દાઢીવાળા બુઢ્ઢા પુરુષ સમક્ષ સાત જણને બોલાવવામાં આવ્યાં. એ સાતે જણના હાથ તેમની પાછળ બાંધેલા હતા. તેમાં કેટલાક પુરુષો અને કેટલીક સ્ત્રીઓ હતી. એક પુરુષ અત્યંત વૃદ્ધ હતો અને એક સ્ત્રી માત્ર જુવાન છોકરીજ હતી. આ સાતેને હારબંધ ઉભાં રાખવામાં આવ્યાં. તેઓ ગમગીન દેખાતાં હતાં, એટલામાં દાઢીવાળો પુરુષ ઘુંટણીએ પડયો એટલે એક સ્ત્રી ડુસકાં ભરતી રડવા લાગી.

હવે એ દાઢીવાળા પાસે એક લાકડાની થાળી લાવવામાં આવી. બિલાડો તેના માથાપરથી છલંગ મારીને એ થાળીમાં કૂદી પડયો અને મોજથી બેઠો. દાઢીવાળો ઉઠયો, પછી તેણે બિલાડાની સામે જોઇને

પ્રાર્થના કરી જાણે કે તે બિડાલદેવની સ્તુતિ કરી રહ્યો હોય! તે ધીરે ધીરે એ બિલાડા સહિતની થાળી લઇને કેદીઓની હાર સામે ફરવા લાગ્યો. તે વખતે બિલાડો કેદીઓની સામે નજર કરતો થાળીમાં બેઠો હતો અને દરેક કેદીની સામે આવતાં પોતાના આગલા પગનો પંજો ઉંચો કરીને નીચે મૂકતો હતો! આ પ્રમાણે કરતાં પેલી જુવાન છોકરીની સામે આવ્યો એટલે બિલાડો ખૂબ ગુસ્સે થયેલો દેખાયો. તે ઉભો થઇને ધુરકવા લાગ્યો અને દાંતીયાં કરવા લાગ્યો. છેવટે તેણે પોતાનો પંજો ઉંચો કરીને એ સ્ત્રીના મ્હોં ઉપર માર્યો કે તુરત સ્ત્રી એકદમ ચીસ પાડી ઉઠી અને લોકો બુમ મારી ઉઠ્યાઃ "એજ ડાકણ! એજ ડાકણ!"

આ જીવતી જુવાન બાળાનું બળતી આગમાં બલિદાન દેવામાં આવનાર હતું. તે કામ માટે નક્કી કરી રાખેલા માણસો એકદમ આગળ ધસી આવ્યા અને તેઓ એ જુવાન છોકરીને અગ્નિકુંડ તરફ ઘસડવા લાગ્યા. તેની પાસે ઉભેલો એક કેદી કે જેને અમે અનુમાનથી તેનો સ્વામી માનતા હતા તે તેનું રક્ષણ કરવા યત્ન કરવા લાગ્યો પરન્તુ તેના હાથ બાંધેલા હતા એટલે તે બિચારો કશું કરી શકયો નહિ. એક જણે તેને લાકડી મારીને ભોંયે પાડી દીધો. ક્ષણભર તેની સ્ત્રી છૂટી અને તે પોતાના સ્વામી ઉપર જઈ પડી પરન્તુ બીજા જંગલીઓએ તેને ઉંચકી અને અગ્નિકુંડ તરફ લીધી. બીજા બધા લોકો તે વખતે જોરથી બૂમો પાડી રહ્યા હતા. લલિત બોલી ઉઠ્યોઃ "અરર! આ મારાથી શી રીતે જોયું જાય? આવું કરપીણ ખૂન! ભયાનક બલિદાન!" લલિતે તુરત પોતાની તલ્વાર ખેંચી.

"એ પશુઓની આડે ન આવવું એ જ ઠીક છે." મેં ધ્રૂજતાં કહ્યું, જોકે મારૂં લોહી પણ આ દેખાવ જોઇને ઉકળી રહ્યું હતું.

પણ લલિત તો મારૂં કહેવું સાંભળ્યા વિનાજ એક કારમી ગર્જના કરતો તે લોકો તરફ ખુલ્લી તલ્વારે દોડયો. હું પણ વખત વિચારીને ઘોડાપર બેઠો બેઠો ઘોડાને એડી મારીને ત્યાં દોડાવી ગયો. જંગલી લોકોએ અમને અંધારામાંથી ફૂટી નીકળેલા ભૂત માન્યા એટલે તેઓ એકદમ આઘા ખસી ગયા. આ વખતે પેલી સ્ત્રીને અગ્નિકુંડ સમીપ લાવવામાં આવી હતી અને પેલો દાઢીવાળો પોતાના બિડાલ-દેવને માંસના ટુકડા ખવડાવતો અને રમાડતો બેઠો હતો. "છોડી દો એ બિચારીને હરામખોરો !" એવી ગર્જના કરતો લલિત ત્યાં પહોંચ્યો એટલે એ દાઢીવાળાનું ધ્યાન તેની તરફ આકર્ષાયું. તત્ક્ષણ લલિતે પેલી સ્ત્રીને ગરદનથી પકડનાર એક પુરૂષના હાથપર તલ્વાર મારી એટલે તેનો હાથ તૂટી પડયો, અને તે ચીસ નાંખતો પાછળ હઠયો. ઘોંઘાટ અને ગભરામણ પ્રસરી ગયાં. એ સ્થિતિનો લાભ લઇને પેલી જુવાન સ્ત્રી પોતાને પકડનારાઓના હાથમાંથી છટકી અને અંધકારમાં ગેબ થઇ ગઇ. પેલો દાઢીવાળો એકદમ બિડાલદેવને લઇને ઊભો થયો અને તે લલિતને મ્હોં ભાવતી ગાળો દેવા લાગ્યો. લલિત પણ તેને સામી ગાળો દેવા લાગ્યો.

એટલામાં પેલા બીલાડાએ થાળીમાંથી લલિતના ચહેરા સામે કારમી છલંગ મારી. લલિતે તેને વચ્ચેથીજ પકડી પાડયો અને જોરથી ભોંયે પટકી નાંખ્યો. બિલાડો ઘુરકતો–અમળાતો પડયો, પણ લલિતે તેને ત્યાંયે જીવતો પડી રહેવા દેવાનું વાજબી માન્યું નહિ. તેણે તેને ભોંયેથી ઊંચકીને અગ્નિકુંડમાં ફેંકી દીધો ! આ દેખાવ જોઇને બધા જંગલી લોકો ભયભીત થઇ ગયા. તેઓ અમારા ઉપર ધસી આવ્યા. લલિતે તલ્વારના ઝટકાથી એક જણને કાપી નાંખ્યો, કે તેજ ક્ષણે લોકોએ મને ઘોડાપરથી ખેંચી કાઢીને અગ્નિકુંડ તરફ ખેંચવા માંડયો.

લલિતને પણ તેઓ તે તરફ ખેંચી જવા લાગ્યા, પણ લલિત તે વખતે ભારે ઝનૂનથી લડી રહ્યો હતો. લોકો તેનાથી કાંઈક બીધેલા પણ જણાતા હતા. અગ્નિકુંડની કિનારી પાસે આવતાં તે લોકોએ મને ઉંચક્યો. અગ્નિનો તાપ મને એટલે દૂરથી પણ દઝાડી રહ્યો હતો. બીજીજ ક્ષણે મને અગ્નિમાં ફેંકી દેવામાં આવનોર હતો, પણ એટલામાં મને પકડનારાઓના હાથ કારમા ઢીલા પડી ગયા અને હું પાછો જમીનપર પછડાયો.

હવે મેં શું જોયું? અમારો ભોમીયો ગુસ્સાથી ધ્રૂજતો અને પેલા દાઢીવાળા પુરૂષ તરફ પોતાનો હાથ લંબાવતો ઊભો હતો. ભોમીયો એકલો નહોતો. તેની સાથે સફેદ વસ્ત્રોમાં સજ્જ થયેલા ૨૦–૨૫ હથીયારબંધ માણસો હતા. તેઓ વાળ વિનાના ખુલ્લે માથે ઊભા હતા અને દેખાવમાં સાધુઓ જેવા દેખાતા હતા. તે બધાને જોઇને લોકો ભયત્રસ્ત થઇ ગયા અને સિંહને જોઇને ઘેટાં નાસે તેમ નાસવા લાગ્યા. તે સાધુઓનો આગેવાન એક ધર્મગુરુ જેવો નરમ સ્વભાવનો અને સદા હસતા ચહેરાનો પુરુષ હતો. તેણે મૃદુ સ્વરે પણ દમામપૂર્વક પેલા દાઢીવાળાને કહ્યું: “ઓ પાપી કૂતરા! જાનવરના પુજારી! તું પર્વતની મહાદેવીના મહેમાનોને હમણાં શું કરવા જતો હતો? આટલા માટેજ શું તમને જીવવા દેવામાં આવ્યા છે? જલ્દી જવાબ આપ, હવે તારો ઘડો ભરાઇ ચૂક્યો છે.”

એ દાઢીવાળો એ ધર્મગુરૂની સમીપે નહિ પણ અમારા ભોમીયાની સમીપે ઉંધો પડીને દયા માંગવા લાગ્યો. પેલો ધર્મગુરૂ બોલ્યો: “રહે, એ ન્યાય આપનારી અને અપરાધીને દંડનારી અધિષ્ઠાત્રી છે. હું તેના કાન તથા સ્વર છું. બોલ, આ મનુષ્યો કે જેમને આદરસત્કારથી

રાખવાનો તને હુકમ કરવામાં આવ્યો હતો તેમને તું આ અગ્નિકુંડમાં નાંખી દેવા માંગતો હતો કે નહિ? તારા બલિદાનની સ્ત્રીને તેણે બચાવી અને તારા બિલાડા દેવને તેણે મારી નાંખ્યો તે શું તેમનો અપરાધ હતો? ના; તુંજ અપરાધી છે, મેં તારો અપરાધ નજરોનજર જોયો છે."

પરન્તુ એ દાઢીવાળો તો પુનઃ પુનઃ હાથ જોડીને અને માથું નમાવીને દયાનીજ યાચના કરતો પડયો હતો. ધર્મગુરૂ બોલ્યો: "હે ન્યાયની અધિષ્ઠાત્રિ અને મહાદેવીની સંદેશવાહિકા! કહે, તારી આજ્ઞા શી છે?"

પછી અમારા ભોમીયાએ પોતાનો હાથ ધીમેથી ઉંચો કરી અગ્નિકુંડ તરફ લંબાવ્યો. તે જોતાંજ દાઢીવાળો પુરૂષ ફીક્કો પડી ગયો, ભયથી પોકાર કરવા લાગ્યો અને ભયથીજ મરણ પામ્યો હોય તેમ પછડાઇને નીચે પડયો. આ વખતે ઘણા માણસો નાસી ગએલા હતા, પણ કેટલાક હજી ઉભા હતા, તેમને ધર્મગુરૂએ મૃદુ સ્વરે પોતાની નજીક બોલાવ્યા. તેઓ નમ્રતાથી ધીરે ધીરે નજીક આવીને નમન કરતા ઘુંટણે પડયા એટલે ધર્મગુરૂએ કહ્યું: "જુઓ, જુઓ, આશાદેવીનો અદલ ઇન્સાફ જુઓ અને તેનાથી બ્હીતા રહો! યાદ રાખજો કે જે કોઇ દિલમાં પાપી ધારણા રાખતો હશે તેને આના જેવો જ કડક ઇન્સાફ મળશે; અને જે દેવીની આજ્ઞાનો અનાદર કરશે તથા પોતાની પાપી ધારણા પાર નહિ પડવાથી આવાં કુટિલ કામો કરતો હશે તેની એવી જ દશા થશે. હવે આ મૂએલા પાપી કૂતરાને ઉપાડો અને જેનું બલિદાન દેવાને તેણે અગ્નિકુંડ તૈયાર કરાવ્યો હતો તેમાં જ તેને ફેંકી દો."

લોકોએ ધર્મગુરૂના ફરમાન પ્રમાણે એ મુડદાને અગ્નિકુંડમાં ફેંકી દીધું.

ધર્મગુરૂ હવે બોલ્યો: "હે લોકો! આ માણસ વાજબી રીતે જ આ બુરી દશાને પહોંચ્યો છે. પેલી સ્ત્રીઓને તે શા માટે બાળી નાંખવા ઇચ્છતો હતો, તે તમે જાણો છો? તે ખરેખર ડાકણ નથી, પણ તે એક સુંદરી છે અને તે લુચ્ચાની આંખ એ સુંદરી ઉપર બેઠી હતી. ઘણી સ્ત્રીઓને એ લુચ્ચાએ તેમના સ્વામીઓ પાસેથી છોડાવીને પોતાના કબજામાં લીધી હતી, તેમ કરવાને તે આ સ્ત્રીના સંબંધમાં ફાવ્યો નહિ, કારણકે તેણે તેને તુચ્છકારી કાઢયો હતો. પરન્તુ દિવ્ય આંખ તે જોઇ ગઈ, દિવ્ય સ્વર બોલ્યો અને દિવ્ય સંદેશવાહિકાએ તેનો ઇન્સાફ કર્યો છે. છેવટે પાપી પોતાની જ જાળમાં સપડાયો છે, તેમ જે કોઇ દુષ્ટ વિચાર અને દુષ્ટ કામ કરશે તે પોતે જ ખોદી રાખેલા ખાડામાં પડશે એમ સમજી લેજો. આસા-દેવોનો આવો અદલ ઇન્સાફ છે, કે જે ઇન્સાફનો અવાજ પર્વત પરના અમર અગ્નિ વચ્ચેના પોતાના તખ્ત પરથી તેણે જાહેર પાડ્યો છે."

* * * *

પ્રિય વાચક! આ વાર્તાનો અધુરો રહેલો ભાગ "આસ્તાનો અવતાર"—ભાગ ત્રીજામાં આવશે. પાંચ આનાની ટીકીટો બીડનારને તે ભાગ ઘેર બેઠાં પહોંચતો કરવામાં આવશે. મળવાનું ઠેકાણું—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા, અમદાવાદ.

જુજ કીંમતમાં અને થોડી મહેનતે શીખી શકાય તેવું
વિદ્વાન લેખકના હાથે લખેલું આ પહેલ વહેલુંજ પુસ્તક છે.

# ધી ઇઝી સેલ્ફ ઈંગ્લીશ ટીચર

## ભાગ ૧—૨.

ઈંગ્રેજી શીખવાનું આ ઘણુંજ સરળ અને સરસ પુસ્તક છે. આ પુસ્તક એક સારા વિદ્વાન મી. ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી એમ. એ ને હાથે લખાયેલું છે. જેઓ એક સુપ્રસિદ્ધ શાળામાસ્તર છે અને તેમણે પોતાના લાંબા અનુભવો ઈંગ્રેજી શીખવા સારૂ આ સહેલું અને સરળ પુસ્તક લખ્યું છે. આમાં ૭૨ પ્રકરણ આપવામાં આવ્યાં છે જેમાંથી ફક્ત ૯ પ્રકરણજ શીખવાથી કોઈ પણ માણસનું સરનામું અને ગામનું નામ ઈંગ્રેજીમાં પોતાની મેળેજ લખી શકે છે. જે માણસોને ભણવાનો યોગ નાની ઉંમરમાં કેટલાંક કારણોથી ન આવ્યો હોય તેવાઓ સારૂ તો આ પુસ્તક એક કીમીયારૂપ છે. આવાં નકલી પુસ્તકો ઘણાં નીકળ્યાં છે જેથી **ધી ઇઝી સેલ્ફ ઈંગ્લીશ ટીચર** એ નામ બરોબર વાંચી પુસ્તક ખરીદ કરશો. કાગળ તથા છાપ ઘણા સ્વચ્છ છે છતાં કિંમત દરેક ભાગની રૂ. ૧ાા મુજબ છે ઘટાડેલી કિંમત રૂ. ૧) દરેક ભાગનો એક ભાગ માટે ટપાલ ખર્ચ છ આના બે ભાગ માટે ટપાલ ખર્ચ નવ આના.

મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર**

ત્રણ દરવાજા—અમદાવાદ.

ધર્મવિજય પ્રીં. પ્રેસ—અમદાવાદ.